# સાહિત્ય વાચનમાળા.

## ભાગ ૧ લો.

( ઇંગ્રેજી ધોરણ ૪ માટે )

પ્રયોજક :

પ્રીતમરાય વ્રજરાય દેસાઈ.

બી. એ; એસ. ટી. સી. ડી.

ઇ ઇલાકાના કેળવણી ખાતા તરફથી પાઠય પુસ્તક તરીકે મંજુર]

# સાહિત્ય વાચનમાળા.

## ભાગ ૧ લો.

( અંગ્રેજી ધોરણ ૪ થા માટે )


પ્રયોજક :

પ્રીતમરાય વ્રજરાય દેસાઈ,

બી. એ; એસ. ટી. સી. ડી.



ધી ગુજરાત ઓરિએન્ટલ બૂક ડીપો.

રીચીરોડ, અમદાવાદ.

---

કિંમત. રૂ. ૦-૭-૦

# ઉપોદ્‌ઘાત.

———o———

સંસ્કૃતમાંથી ઉતરી આવેલી હિંદુસ્તાનની ભાષાઓમાં ગુજરાતી ભાષા ૌથી પ્રાચીન છે. તેનું સાહિત્ય લગભગ ૧૦૦૦ વર્ષથી ખેડાવા લાગ્યું છે. જેર સાહિત્યભંડારમાં વિવિધતા છે. પરદેશી તેમજ સ્વદેશી અભ્યાસી- ાને તે ભંડારથી અસંતોષ થતો નથી, અને બંગાળી, મરાઠી, વગેરે બીજી ભાષાઓને મુકાબલે ઉણપ પણ લાગી નથી.

"ગુજરાતી પુરી કે અધુરી," એ વિષે કોઈ વેળા વિવાદ સાંભળવામાં ાવે છે. કહેવત છે કે **यथा राजा तथा प्रजा।** (જેવો રાજા તેવી ા). **यथा गुरुस्तथा शिष्यः।** (જેવો ગુરુ તેવો શિષ્ય). એમજ ાય કે **यथा भाषकस्तथा भाषा।** જેવો બોલનાર તેવી બોલી. શામળ ટાદિક કવિઓ, પોતાના મનમાં વિવિધ વિચાર બોલતાં, ગુજરાતી અધુરી છે એવું જાણીને અટક્યા એવું જણાતું નથી; પણ નવા જુના શબ્દની ગોઠવણીમાં પોતાનો વિવેક એવો પ્રગટાવ્યો કે તેમનું કહેલું ભાષામાં ચાલ્યું.

એક વિષયમાં તો બધી ભાષાઓ અધુરી છે. માણસની ટુંકી સમ- જણમાં નહિ આવે એવી વાતો, એટલે ઈશ્વર વિષે કે અપારતા વિષે વાત કરીએ, તો બધી ભાષાઓ અધુરી છે. ભાષાનો સાધારણ નિયમ એ છે, કે લોકોના મનમાં જેવા વિચાર ભરેલા છે, તેવાજ તેમની ભાષામાં ો...ાય છે. જો લોક મૂઢ તો વાચા તેમના જેવીજ. અંગ્રેજીમાં કહેવત છે, ...ઢ સુથાર વાંસલા વિંઝણાનો વાંક કહાડે; ભાષાનો દોષ ઠરાવનાર કોઈ વેળા એવો હોય છે. જે વિદ્યાર્થીઓના હાથમાં અંગ્રેજી ભાષાનું અને તેની સાથે અંગ્રેજી વિદ્યાનું કંઇ આવ્યું છે, તેમને ગુજરાતી ભાષા અધુરી જેવી લાગતી હોય; કેમકે અંગ્રેજીમાંથી ભાષાંતર કરવું કઠણ છે; એમાં વાંક ભાષાનો નહિ, પણ લોકોનો છે. x x x અંગ્રેજીમાંથી ભાષાંતર કરનારામાંના ાઇ એવું ધારતા દેખાય છે, કે પોતે તો માના દૂધની સાથે ગુજરાતી

ભાષાનું જ્ઞાન ધાવ્યા છે અને અંગ્રેજી શીખ્યા છે, માટે સાક્ષાત્ દ્વિભાષી બની ગયા, તો પછી ગુજરાતીનો અભ્યાસ શા વાસ્તે કરવો? પણ પર-ભાષાના સંપાદનના શ્રમ કરતાં, સ્વભાષામાં પ્રવીણતા મેળવવાનો આયાસ અધિક છે. શામળાદિક ગુજરાતી કવિઓના ગ્રંથમાં જુઓ; ટુંકે ટુંકે આયાસનાં પ્રમાણ દેખાય છે. મનોયત્ન કર્યા પૂર્વે ગુજરાતી કાચી દેખાય, પણ પછી ખરી પાકી જણાશે. યત્નકારી અધુરો તો તેની ભાષા પણ અધુરી; પણ જો વાપરનારના યત્ન સંપૂર્ણ, તો ગુજરાતી પણ સંપૂર્ણ. હા, × શણગારેલી પણ દેખાય.

ગુજરાતી,—આર્યકુલની,–સંસ્કૃતની પુત્રી,–ઘણી ઉત્કૃષ્ટ ભાષાઓની સગી! તેને કોણ કદી અધમ કહે?

પ્રભુ એને આશીર્વાદ દેજો! જુના અંત લગી એની વાણીમાં સદ્-વિદ્યા, સદ્જ્ઞાન, સદ્ધર્મનો સુબોધ હોજો, અને પ્રભુ કર્ત્તા, માતા, શોધક એનું વખાણ સદા સુણાવજો." (રેવરન્ડ જોસફ ટેલર)

* સ્વભાવના પ્રેમને માટે ગુજરાતીઓ ભોજ રાજાના સમયથી (લગભગ ઇ. સ. ૧૦૧૦ થી ૧૦૪૧) જાણીતા છે. "**अपभ्रंशेन तुष्यन्ति स्वेन नान्येन गुर्जराः**"। "**ગુર્જરોને પોતાનીજ અપ-ભ્રંશથી સંતોષ થાય છે, બીજાથી નહિ.**"

આ ટીકા ધારાનગરીનો વિદ્યાવિલાસી ભોજ રાજા "સરસ્વતી કંઠાભરણ" માં કરે છે. ગુજરાતીઓના ભાષાપ્રેમને છાજે એવી તેની સુંદરતા પણ કબુલ કરવામાં આવી હતી. વાણીની પોતાની ભવ્યતાને લીધે કે બોલનારની પ્રીતિને લીધે ગમે તે કારણથી, ભાષાભક્તિનો પ્રવાહ સરસ્વતીના પ્રવાહની પેઠે કોઇ સમયે પ્રકાશતો, કોઇ સ્થળે પ્રચ્છન્ન એમ આ ભૂમિમાં વહેતોજ આવ્યો છે. ××× બીજી પ્રતાપી ભૂમિમાં યશસ્વી દેવભક્ત વીરો નીપજ્યા છે. પરંતુ ભાષાભક્તિનો આવિર્ભાવ તો અહીંનો નવીનજ છે.

---

* સાક્ષર શ્રી દિવાન બહાદુર કેશવલાલ હર્ષદરાય ધ્રુવના આધારે.

ગુજરાતી ભાષાના સાહિત્યની શરૂઆત ઇ. સ. ના દસમા શતકથી થએલી ધારવામાં આવે છે. સરળતાની ખાતર તેના નીચે પ્રમાણે યુગ પાડી શકાય:—

(૧) **પ્રાચીન યુગ:** ઇ. સ. ના દશમા શતકથી ઇ. સ. ના ચૌદમા શતક સુધી.

(૨) **મધ્યકાલીન યુગ:** ઇ. સ. ના પંદરમા શતકથી સત્તરમા શતક સુધી.

(૩) **અર્વાચીન યુગ:** ઇ. સ. ના ૧૮ મા શતકથી આજ સુધી.

અર્વાચીન યુગના નીચે પ્રમાણે પેટા વિભાગ પાડી શકાય:—

(ક) પ્રેમાનંદનો કાળ. (સત્તરમું શતક.)

(ખ) અંગ્રેજી સમય પહેલાંનો કાળ. (અઢારમું શતક અને ઓગણીસમા શતકનો પૂર્વાર્ધ.)

(ગ) અંગ્રેજી સમયની શરૂઆતનો કાળ. (દલપત—નર્મદનો કાળ.)

(ઘ) આધુનિક કાળ.

આ ભાગમાં પ્રાચીન યુગ છોડી દેવામાં આવ્યો છે. મધ્યકાલીન યુગના આદ્ય કવિ **નરસિંહ મહેતા** જે સામાન્ય રીતે ગુજરાતી ભાષાના આદ્ય કવિ ગણાય છે તેમનાં કાવ્ય આ પુસ્તકમાં છે. આ કાવ્યો નરસિંહ મહેતાના સમયની ભાષામાં નથી. તે કાવ્યો લોકપ્રિય હોવાથી લોકોને મોંઢે હતાં, અને કાળક્રમે તેમાં પાઠાંતર થવાથી તે હાલની ભાષાના જેવાંજ છે, એટલે આ પુસ્તકમાંની ભાષા અર્વાચીન ગુજરાતી છે.

અર્વાચીન યુગના પહેલા પેટા વિભાગમાં પ્રેમાનંદના કાળમાંના ત્રણ કવિ પ્રેમાનંદ, તેમના પુત્ર વલ્લભ, અને શામળ ભટનાં કાવ્યો આ સંગ્રહમાં છે. અખો આજ કાળનો બીજો મોટો કવિ છે. તેનાં કાવ્યો હવે પછીના ભાગોમાં આવશે. આ કાળમાં ભાષાની ઉન્નતિ માટે ઘણા પ્રયત્ન થયા છે.

અંગ્રેજ સમયનાં પહેલાંના કાળમાં દયારામ બાદ કરત કોઇ મોટા

કવિ થયા નથી. દયારામના કાવ્યો હવે પછીના ભાગોમાં આવશે. સત્તરમા શતકને મુકાબલે અઢારમું શતક નિર્માલ્ય કહી શકાય. તે કાળના બે કવિઓ પ્રીતમદાસ અને નરભેરામનાં કાવ્યો આ ભાગમાં છે.

ઓગણીસમી સદીના પહેલા અર્ધા ભાગના કવિઓમાંથી ગુજરાતી રામાયણ લખનાર ગીરધરનું એક કાવ્ય લીધું છે.

અંગ્રેજ સમયની શરૂઆતના કાળના કવિઓમાંથી કવીશ્વર દલપત-રામને આ ભાગમાં સ્થાન આપ્યું છે. તેમના સમકાલીન અને તેવાજ મહાન્ બીજા કવિ નર્મદાશંકરને હવે પછી સ્થાન મળશે.

આધુનિક કાળના કવિઓમાંથી કલાપી, નાનાલાલ, અરદેશર ફરામજી ખબરદાર, મગનભાઇ ચતુરભાઇ પટેલ અને કવિ હંસરાજનાં કાવ્યો આ ભાગમાં લેવામાં આવ્યાં છે. બીજા કવિઓનાં કાવ્યો તેમજ આ કવિ-ઓનાં બીજાં કાવ્યો હવે પછીના ભાગમાં આવશે.

ગદ્ય લખાણની ખીલવણી તો અંગ્રેજ સમય પછીથીજ થઈ છે. હાલના કેટલાક ગદ્યલેખકો ઉપરાંત કેટલેક અંશે ભૂલી જવાએલા સાહિત્યસેવક સાધુચરિત નારાયણ હેમચંદ્રના કેટલાક ફકરા લેવામાં આવ્યા છે. "ગુજરાત" એ લેખ આ ભાગને માટેજ લખવામાં આવ્યો છે.

ગુજરાતી સાત ચોપડી ભણી રહેલા તેમજ માધ્યમિક શાળાના ચોથા ધોરણમાં ભણતા વિદ્યાર્થીઓને ઉપયોગી થાય, એ દષ્ટિથી આ ભાગ તૈયાર કરવામાં આવ્યો છે.

ગુજરાતી સાહિત્યના વિશાળ ભંડારની ઝાંખી કરાવવા માટે જુદી જુદી દૃષ્ટિએ કેટલાક સંગ્રહ થએલા છે, તે છતાં હજુ બીજા સંગ્રહોની જરૂર છે એમ ધારીને આ વાચનમાળા પ્રસિદ્ધ કરવામાં આવે છે.

તા. ૧૨-૮-૨૪
અમદાવાદ.

પ્રીતમરાય વ્રજરાય દેસાઇ.

# અનુક્રમણિકા.

| વિષય. | લેખક. | પૃષ્ઠ. |
|---|---|---|

# સાહિત્ય વાચનમાળા.

## ભાગ ૧ લો.

---

## ગુજરાતી ભાષા.

[ સંસ્કૃત વ્યાકરણ લખનાર પાણિનિએ પોતાના વ્યાકરણમાં જેવી રીતે સોરઠની સ્ત્રીઓ 'અસ્રંપરાં' એ શબ્દો બોલે છે, તેવી રીતે '**દયામયા**' વગેરે શબ્દોના ઉચ્ચાર કરવા સૂચવ્યું છે, તે ઉપરથી આ કવિતા લખાઈ છે.

આ કવિતા લખનાર કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઈનો જન્મ ઇ. સ. ૧૮૨૦ માં વઢવાણમાં થયો હતો. તે અંગ્રેજ સમયની શરૂઆતના જમાનાના મોટા કવિ થઈ ગયા. ગુજરાતની સેવા ખાતર તેમણે સરકારી નોકરી છોડી હતી, અને લોકોના વહેમ દૂર કરવા, સંસારસુધારો કરવા, લોકોની કેળવણી વધારવા, અને ગુજરાતી સાહિત્ય ખીલવવા અથાગ પ્રયાસ કર્યા હતા. તેમણે ઇ. સ. ૧૮૯૯ માં સ્વર્ગવાસ કર્યો. ]

---

### શાર્દૂલવિક્રીડિત વૃત્ત.

શોધ્યું સંસ્કૃત દીક્ષિતે ભટ્ટુજીએ, અંતે તજી ગર્વને,
ભાષા સોરઠની છટાથી ભણવા, શિક્ષા કરી સર્વને;
જે શિક્ષા સબળે પ્રમાણ ગણી છે, ગિર્વાણ વાણીશ્વરે,
તે ભાષા ગુજરાતી મધ્ય મુજને, આપી રુચિ ઈશ્વરે. ૧
જે ભાષા નરસિંહ નાગર કવિ, શોધી ગયો સુલભે,
પ્રેમાનંદ ભટે વખાણી વળતી, ભાખી ભટે વલ્લભે;

દેવીદાસ, મીઠો અખો, પ્રીતમ તે, સંખ્યા સીમા ના મળે,
કૃષ્ણો ને રણછોડ, કા'ન, રઘુએ, શોભાજી છે શામળે. ૨

**દલપતરામ.**

## ગુજરાતી ભાષાની શ્રેષ્ઠતા.

[ ગુજરાતી ભાષા હિંદી, મરાઠી, વગેરે બીજી ભાષાઓ કરતાં ઉતરતી છે, તેવો સામાન્ય ખ્યાલ છે.

" અમે તમે કે સોળહી આને, અઠે કઠે કે બાર;
ઇકડં તીકડં આઠહી આને, શું શાં પૈસે ચાર. "

ઉપરની સામાન્ય કહેવતમાં હિંદી ભાષાની કિમ્મત સોળ આના, મારવાડીની બાર આના, મરાઠીની આઠ આના, અને ગુજરાતીની એક આનોજ આંકી છે.

'ગુજરાતી ભાષાને બીજી ભાષાઓ જેવી ન બનાવું ત્યાં સુધી પાઘડી ન પહેરૂં' એવું પણ લેનાર મહાકવિ પ્રેમાનંદ આગળ કોઇ હિંદુસ્તાની "શું શાં પૈસા ચાર" એમ બોલી પોતાની હિંદી ભાષાનો ગર્વ કરે છે. એ સાંભળી પ્રેમાનંદ તેને ઉત્તર આપે છે, તે આ કાવ્યનો વિષય છે. આ કાવ્ય પ્રેમાનંદ કવિના પુત્ર વલ્લભે "યુધિષ્ઠિર વૃકોદર સંવાદાખ્યાન"ની શરૂઆતમાં લખ્યું છે. ]

## કવિત.

શું શાં પૈસા ચાર સૂણ્યું, એક હિંદુસ્તાની મુખ,
કે કરાળ કોપ કટ, અટપટો વ્યાપિયો;

× × × ×

આંખ કરી લાલ, દંત પીસી, શિરને ધુણાવી,
અધમોધમ એ કોણ, બોલનાર બોલ છે?

× × × ×

જન્મ જે ભૂમિની મધ્ય, ભારતી શા ભાષા તેની,
જે જાવે વખોડનાર તે ... તેની છે.

અબે તબે, અઠે કઠે, ઇકડં ને તિકડં એ.
શું શાં થકી ચઢે કેમ? જુઠી વાત જેની છે.

× × × ×

બીજો એક હિંદુસ્તાની, બાંકો થઇને ત્યાં બોલ્યો,
બર્બડાટ કરે શાની, જોર તોર તોડું હું;
ભાષણમાં ભાષા તારી, ઢીલામાં તો ઢીલી દીસે.
કારજ શું થાય તેણે, એ થકી વખોડું હું.
વર્ણવવો વીર હોય, નાસી છૂટવું પડે ત્યાં,
નડતર નડે અતિ, અન્ય શબ્દ ઓડું હું:
કવિરાજ પ્રેમાનંદ! હે વલ્લભ કવીશ્વર,
સંશય મિટાવી નાખો, કર બે આ જોડું છું.

## પ્રેમાનંદોત્તર.

કવિ નામધારી નથી, ભક્ત અમે ભાષાતણા,
ભટક્યા ભરતખંડ, દેવી જોવા જાગતી:
દેશ ને વિદેશ જોયા, આશ દાસ થવા તણી,
કોડ કાંઈ પો'ચ્યા નહિ, વાત વાંકી લાગતી!
હિંદુસ્તાન મધ્ય ભાળી, ભાષા તેની ભલી જેહ.
યવનથી ભ્રષ્ટ થઈ, હજી નથી ત્યાગતી;
સારા શબ્દ રૂપી નર, ઝડપી લે જોતા માંહી,
ભ્રષ્ટ કરે પછે તેને, એમ અનુરાગતી.

× × × ×

જોયું જ્યારે એવું અમે, ભૂલ્યા ખરા ભાવથી,
ત્યાગ કર્યો તર્ત તેનો, ભાષા ભાળી બીજી ઘણી;
સર્વત્ર દુષિતદાર, જોયું સૂણ્યું કાનથી.
કેટલાક દેશ અમે, યાત્રા કરવાને ગયા,
જેવો જોયો એવો અમે, સાર સમજાવિયો;
કોક ભાષા દેવી દીન, મલિન ને માલ વની,
કરે માલવાળી તેને, સાજ શો સમજાવિયો.

નવીનતા નડી કૈંક, ભાષા ભાત જાત જોતાં,
પ્રીતિ કેવી પેર થાય, વિચાર ન આવિયો;
એવે મળી આવ્યા સિદ્ધ, પૃથ્વીમાં પ્રસિદ્ધ પુરા,
નમી પૂછ્યું તેમને મેં, ભલો ત્યારે ભાવિયો.

નિષ્કલંકી ભાષા કોઈ, બતાવીએ નરવર !
પૂજક હું થાઉં તેનો, વ્યગ્ર મન અતિ છે;
જોઉં જેનાં તેનાં દોષ, ગિરવાણ શુદ્ધ ભાળું,
ન કરવાનું નિહાળું, મૂઢ મારી મતિ છે.

ધનવંત જોઇ પૂરો, ધન અર્પવા જતું તે,
હાંસી વિશ્વ મધ્ય થાય, રાઢ એમાં રતિ છે !
ગિરવાણ જેવી નહિ, ઉતરતી એના થકી,
એક પગથિયું માત્ર, ગૂઢ કેવી ગતિ છે !

ગોગિરાજ ઈશ્વરશા, વદ્યા વેણ ત્યારે તર્ત,
અલ્યા કઇ જાત તારી, પૂછ્યું એમ તેમણે;
મેં કહ્યું હું ગુજરાતી, મૂલ્યવાળો શું શાં વિષે,
શુદ્ધ ભાષા જેવી મારે, મૂલ્ય કર્યું એમણે.

ઉમર મૂર્ખા અને તું, ડુંગરને પૂજે કેમ ?
ગોદમાંનો સુત ભૂલે, જાણ્યું નહિ જેમણે;
તારી ભાષા છેજ તેવી, જાણ્યું નવ તેં જરૂર,
વિચારી જો વાર વાર, ગુણથી ઘટે ગણે !

કોમળતા કમળથી, અધિક દેખાય જેમાં,
મધુ સુધા મિષ્ટપણે, હારી હારી જાય છે;
અમલતા એના જેવી, નથી કોઈ ભાષા મધ્ય,
પ્રાચીનપણું તો જેનું, મોટેરૂં મનાય છે.
નવરસની નાયકા, સુખદાયકા છે સિદ્ધ,
જાણે નહિ તેહ એના, ખોટા ગુણ ગાય છે;

કર્કશપણું કે'છે, નથી એના માંહી રજ,
વીર ગ્રંથ ભાળ્યા નહિ, ખત્તા તેણે ખાય છે.
પોતે પોતાફેરી કરે, અથવા પોતાના તણી,
પ્રશંસા તો પેર પેર, તે માંહી તે માલ શો?
પ્રશંસનીય જો પૂરા, તોય નૂર ઘટે તેમાં.
તેણે વધુ બોલું નહિ, રૂપીઓ છે રાળ શો!
ગુર્જરગિરાના તુલ્ય, ઉપમા ઉર્વિમાં નથી,
સર્વ ગુણ સંપન્ન છે, ઉચ્ચાર રસાળ શો!
એમ સમજાવી મને, સારે પંથે વાળ્યો સિદ્ધ,
અનુભવે ખરૂં લાગ્યું, ટળ્યો નાના બાળ શો!

**વલ્લભ.**

---

વર્ણવવા વીર હોય—જ્યારે વીરરસનું વર્ણન કરવું હોય ત્યારે.

કવિ નામધારી નથી—કવિ નામ ધારણ કરનારા એટલે કવિ કહેવડાવનારા નથી, અથવા નામના એટલે ખોટા કવિ નથી. પ્રેમાનંદને કોઈ કવિ કહે તે ગમતું નહોતું, એવા તે નિરભિમાની હતા.

દેવી—ભાષા દેવી.

યવનથી ભ્રષ્ટ થઈ—યવન લોકોના શબ્દો ભળવાથી ભ્રષ્ટ થઇ, અથવા યવન લોકો બોલે તેથી.

શબ્દરૂપી નર—જેવી રીતે ખરાબ સ્ત્રી સારા પુરુષને જોઈ તેને ભ્રષ્ટ કરે, તેવી રીતે નવો શબ્દ જોઈ તેને ઝડપીને ભ્રષ્ટ કરે.

કોક ભાષા દેવી—મરાઠી વગેરે.

કરે માલવાળી—મરાઠી ભાષા સમૃદ્ધ કરવા પેશ્વાઓ પ્રયત્ન કરતા હતા તેને ઉદ્દેશીને.

સિદ્ધ—પ્રેમાનંદના ગુરુ સ્વામી રામચરણ હરિહર; તે પૂર્વાશ્રમમાં પાટણ તરફના નાગર હતા. પ્રેમાનંદે શરૂઆતમાં હિંદીમાં કાવ્ય લખવાનું શરૂ કર્યું, અને પોતાનાં કાવ્ય ગુરુને દેખાડયાં, ત્યારે ગુરુ

નારાજ થયા અને કવિનામાં માતૃભાષા માટે અભિમાન જાગૃત કર્યું. તેજ વખતે કવિએ પણ લીધું, કે જ્યાં સુધી ગુજરાતી ભાષાને બીજી ભાષાઓ જેવી શણગારીશ નહિ, ત્યાં સુધી પાઘડી નહિ પહેરૂં, અને તે પ્રતિજ્ઞા પાળી આખો જન્મારો ગુજરાતી ભાષાની સેવા કરી.

ન કરવાનું—સંસ્કૃતમાં કાવ્ય કરવાનું; કારણ કે સંસ્કૃત સાહિત્યમાં લખવું, તે ધનવંતને દાન આપવા જેવું અજુગતું.

પ્રાચીનપણું—બીજી પ્રાંતિક ભાષાઓ કરતાં ગુજરાતી ભાષા વધારે જુની છે.

કર્ડકણાપણું—કઠોરતા ( હિંદી જેવી )

રાળ-સવા બે રૂપીઆની કિમ્મતનો સિક્કો. ગુજરાતીની કિમ્મત ચાર પૈસા નહિ પણ **રાળ** જેટલી, એટલે હિંદુસ્તાની કરતાં સવા બે ગણી છે.

---

# ધન્ય હો ! ધન્યજ પુણ્યપ્રદેશ.

[ ગુજરાતના ગૌરવનું ભાન કરાવતું આ કાવ્ય કવીશ્વર દલપતરામના પુત્ર કવિ નાનાલાલે લખ્યું છે.

જેવી રીતે તેમના પિતા તેમના યુગના મોટા કવિ હતા, તેવી રીતે નાનાલાલ આ જમાનના મોટા કવિ છે. કાવ્યો લખવા ઉપરાંત તેમણે અપદ્યાગદ્ય લખવાની નવી શૈલી ગુજરાતીમાં દાખલ કરી છે. ]

1. ધન્ય હો ! ધન્યજ પુણ્યપ્રદેશ !
   અમારો ગુણિયલ ગુર્જર દેશ.
કૃષ્ણચંદ્રની કૌમુદી ઉજળો,
   કીધ પ્રભુએય સ્વદેશઃ
   અમારો ગુણિયલ ગુર્જર દેશ. ધન્ય હો !

૨. આર્યનું સાગર તીર્થ પુરાણુ,
તપોવન ભૃગુ વસિષ્ઠના ભાણુ;
ગીતાના ગાનારા મહારાજ,
પાર્થના સારથિનાં જ્યાં રાજ્ય;
ગ્રીસ રોમથીય જુનાં,
કુરુ પાંડવથીયે પ્રાચીન;
સોમનાથ, ગિરિનગર, દ્વારિકા,
યુગ યુગ ધ્યાન વિલીન.
ઉભીને કાલ સિન્ધુને તીર,
બજાવે બંસરી ભવ્ય સુધીર. ધન્ય હો !

૩. સ્થળે સ્થળ નવ પલ્લવના પુંજ,
નદી ને તળાવ કેરી કુંજ;
કોમળી કવિતા સમ સુરસાળ,
સિન્ધુ જ્યાં દે મોતીના થાળ;
જગ જુનાં નિજ ગીત ગર્જતો,
ફરતો સાગર આજ;
કેસર ઉછળી ઘૂઘવે ગરવો,
વનમાં જ્યાં વનરાજ.
ગિરિ ગિરિ શિખર શિખર સોહન્ત,
મન્દિરે ધ્વજ ને સન્ત મહન્ત. ધન્ય હો !

૪. પૂર્વથી પશ્ચિમ વહે પ્રકાશ,
વ્હાણુ ભરી વહેતી તેમ નિકાસ;
મોહી આંગણુ ઉતર્યો જ યુરોપ,
વીણવા વાડીના ફૂલ રોપ;
વીણે ન વણુસે પુણ્ય પાંગરી,
અમ રસભૂમિની છાબ;

જગમોહન મુંબઈ નગરી જુઓ,
શું પાથર્યો કિનખાબ.
નિત્ય નવ ફૂલે ખીલે અભિરામ,
લક્ષ્મી મ્હોર્યે લક્ષ્મીનાં ધામ. ધન્ય હો

૫. ચોળી ચણીઓ, પાટલીનો ઘેર,
સેંથલે સાળુની સોનલ સેર;
છેડલે આચ્છાદી ઉર ભાવ,
લલિત લજ્જાનો વદન જમાવ;
અંગે આખેયે નિજ અલબેલ,
સાળુમાં ઢાંકતી રૂપની વેલ.
રાણક તનયા, ભાવ શોભના,
સુંદરતા શું છોડ !
આર્ય સુંદરી ! નથી અવનિમાં,
તુજ રૂપગુણની જોડ.
ભાલ કુંકુમ, કર કંકણ સાર,
કંથનાં સજ્યાં તેજ શણગાર. ધન્ય હો !

૬. ખેતરો નાનાં નાનીશી પોળ,
નાત જાતે નાનડીઆ ઘોળ;
ક્ષત્રિય જાયાનાં નાનલ રાજ્ય,
ધર્મના નાનકડાજ સમાજ;
વૃદ્ધ ચાણાક્યે વર્ણ્યાં પૂર્વે,
નાનાં પ્રજાનાં તંત્ર;
એહ પુરાતનના પડછાયા,
આ અમ જીવનજંત્ર.
એક ફૂલ વેલે ફૂલતાં ફૂલ,
અમારાં એક સુગન્ધ અમૂલ. ધન્ય હો !

૭. દેશ નિજ તજી ધર્મને કાજ,
સાગરે ઝુકાવ્યું સફરી જહાજ;
ધર્મવીર પારસીનો સત્કાર,
જગત્ ઇતિહાસે અનુપ ઉદાર;
ઇસ્લામી યાત્રાળુનું આ,
મક્કાનું મુખબાર;
હિન્દુ, મુસલ્મિન, પારસીઓને,
અહિંયાં તીરથ દ્વાર.
પ્રભુ છે એક, ભૂમિ છે એક,
પિતા છે એક, માત છે એક;
આપણે એકની પ્રજા અનેક. ધન્ય હો!

૮. નથી રમી સમશેરોના દાવ,
નથી ત્યમ ઘણા ઝીલ્યાયે ઘાવ;
શ્રીકૃષ્ણે કુરુક્ષેત્રની મ્હાંય,
લીધાં વ્રત જાણે હજીય પળાય;
એક ડુંગરના વનકેસરી એ,
ભડવીર બાપ્પા રાવ;
વિશ્વવન્દ્ય સૂરજ કુળ સ્થાપ્યાં,
ચિતોડ કીધ યશ છાંવ.
જન્મભૂમિ દયાનન્દનાં ધામ,
ગાંધીનાં ગીતાજીવન નિષ્કામ. ધન્ય હો!

૯. સુરતના રસિક રંગીલા રાજ,
બુદ્ધિ ધન ધર્યો શ્રીનગર સમાજ;
શૂરવીર સૌરાષ્ટ્રી યશવાન,
કચ્છના સાહસિક સંતાન;
ખંડ ખંડ વિસ્તરતો હિન્દી,

મહાસાગર મહારેલ;
નીર તીર જઇ સ્થાપી ગુર્જરી,
સંસ્થાનોની વેલ.
મહાસાગરના પૃથ્વી વિશાળ,
સરોવર કીધાં ગુર્જરી બાળ. ધન્ય હો !

૧૦. વનેવન લીલો ઘટા સોહાગ,
જગતનો દીપે શું અમુલખ બાગ !
સજાવ્યાં જેને રસશણગાર,
લતામંડપ સમ ધર્માગાર:
ભારતીએ કંઈ ફૂલ ફૂવારો,
અંજલિમાં શું લીધ !
દિશ દિશમાં ફૂલધાર ઉડાવી,
દીલનાં પરિમલ દીધ !
હિન્દ માતાની લાડીલિ બાળ !
ગુર્જરી ! જય ! જય ! તવ ચિરકાળ ! ધન્ય હો !

**નાનાલાલ દલપતરામ કવિ.**

૧ કાંઈ પ્રભુએય સ્વદેશ-શ્રીકૃષ્ણે દ્વારકામાં રાજ્ય સ્થાપ્યું હતું તેથી.

૨ ગ્રીસ રોમથીય જુનાં—સોમનાથ વગેરે ઘણાં પ્રાચીન છે.

૫ ઘણા કલારસિકોના ધારવા મુજબ ગુજરાતી સ્ત્રીઓનો પોશાક સાથી સુંદર છે.

૬ ચાણાક્ય—નંદવંશનો નાશ કરી મૌર્યવંશ સ્થાપનાર મહારાજા ચંદ્રગુપ્તનો ગુરુ અને મદદગાર– તેણે અર્થશાસ્ત્ર ઉપર પુસ્તક લખ્યું છે; તેમાં તે જમાનાનાં નાનાં રાજ્યોનું વર્ણન આવે છે.

૭ મક્કાનું મુખબાર—અસલ મક્કે હજ કરવા જનારા યાત્રાળુઓ સુરત બંદરે જતા, તેથી તેને મક્કાનો દરવાજો કહેતા.

૮ લીધાં વ્રત—શ્રીકૃષ્ણે હથિયાર નહિ પકડવાનું પણ મહાભારતના યુદ્ધ વખતે લીધું હતું.

નિષ્કામ—ફળની ઇચ્છા વગર કામ કરવાની વૃત્તિ—આવી વૃત્તિ રાખવાનો બોધ ગીતામાં આપેલો છે.

૯ શ્રીનગર—અમદાવાદ.

---

# કલમ પ્રતિ ઉક્તિ.

---

### મનહર છંદ.

કાજળની કોટડીમાં, વારે વારે વીચરતી,
અરે ઓ કલમ તને, વિનતિ હું કરૂં છું:
શામ મુખવાળી પણ, શ્વેત તણી સંગતમાં,
ભાળી તને આજ તારો, ભરૂંસો હું ભરૂં છું. ૧

મન તણો મર્મ, તારી આગળ ઉઘાડો કરૂં,
ધારી હૈયે હેત તને, હાથમાં હું ધરૂં છું;
નિર્લજ વચન કાં તો, કોઇને નિંદા લખીને,
ડાઘ લગાડે તું રખે, દીલમાં હું ડરૂં છું. ૨

દલપતરામ.

---

# વિદ્યા.

( આ કાવ્ય મહાકવિ પ્રેમાનંદના જમાનામાં થઈ ગએલા બીજા મોટા કવિ સામળભટ્ટનું છે. સામળભટ્ટનો જન્મ ઇ. સ. ૧૬૪૦ પહેલાં થયો હતો, અને મરણ ઇ. સ. ૧૭૩૦ પછી થયું હતું.

સામળભટ્ટના સમય સુધી ઘણે ભાગે પુરાણોમાંથી આખ્યાનો લખવાનો રિવાજ ચાલતો હતો. તેનાથી એક ડગલું આગળ વધી તેમણે ધર્મ જોડે સંબંધ નહિ ધરાવતી કલ્પિત વાતો જોડવાની શરૂઆત કરી, અને તેમાં લોકપ્રિયતા મેળવી.

છપ્પા તો સામળનાજ વખણાય છે. તેમની વાતોમાં સમસ્યાઓ ઠેર ઠેર નજરે પડે છે. હજી પણ ગુજરાતના નિરક્ષર ગામડીઆઓ સામળની વાર્તાઓ સાંભળે છે, અને તેના છપ્પા અને સમસ્યાઓ તેમને મોંઢે હોય છે. )

---

### છપ્પા.

સદ્‌વિદ્યાથી સુવર્ણ, શરણ સદ્‌વિદ્યા સત્યે,
સદ્‌વિદ્યાથી સ્વર્ગ, વીખ ઉતારણ વિત્તે;
સદ્‌વિદ્યાથી સિદ્ધિ, ફળે વચનો વર વાણી,
સદ્‌વિદ્યાથી રિદ્ધિ, જગતમાં સઘળે જાણી;
સદ્‌વિદ્યાથી વશ સર્વ છે, સદ્‌વિદ્યા ત્યાં શી મણા,
સામળ કહે સદ્‌વિદ્યા વિના, ભટકે ગુણહીણા ઘણા. ૧

લક્ષપતિ તો લાખ, દીઠા નિર્માલ્ય પ્રમાણે,
જાય રાયનું રાજ્ય, રૂપ પણ રહે ન ટાણે;
કુળ પણ હોય કલંકી, જોર જોતામાં જાયે,
જોબન પણ વહી જાય, વંશ નિર્વંશી થાયે;
નહિ રાજ ચોર કે અગ્નિ ભય, માગ મુકાવે બહુ થકી,
સત્ય પુરુષો મન માનજો, સદ્‌વિદ્યા છે શુભ સહુ થકી. ૨

વિદ્યા મુકાવે માગ, પૂર્ણ જશ વિદ્યા પામે,
વિદ્યા શોભે વાન, નૃપતિ વિદ્યાને નામે;
વિદ્યા માંહી વિવેક, વિમળ વિદ્યાથી વાણી,
વિદ્યાને વશ વિશ્વ, જગતમાં મોહિની જાણી;
સદ્‌વિદ્યા રત્ન વિશાળ છે, વિદ્યાથી વડું નહિ કશું,
સદ્‌વિદ્યા આગળ ધન કશું, વિદ્યા વિહીન નર તે પશુ. ૩

પંડિત આગળ મૂઢ, હંસ આગળ જ્યમ બગ્ગા,
પંડિત આગળ મૂઢ, કોકિલા આગળ કગ્ગા;
પંડિત આગળ મૂઢ, રાય આગળ જ્યમ રાંકાં,
પંડિત આગળ મૂઢ, સિંધુ આગળ જ્યમ ટાંકાં;
પંડિત પ્રાક્રમી પૂરા, પંડિત સઉ શિર મોર છે,
સામળ કહે પંડિત આગળે, મૂઢ તો ચાકર ચોર છે. ૪

મૂરખને વાહન, પંડિત અડવાણો ચાલે,
મૂરખ મોતનમાળ, પંડિત ફૂલમાળા ઘાલે;
મૂરખને બહુ માન, પંડિત કદી ગરીબ કહાવે,
મૂર્ખને અલખત મોજ, પંડિત ખડ ધાન્યજ ખાવે;
પણ મૂરખ કાચ કથીર છે, દીસંતાં તો દીલ હરે,
પણ પંડિત રત્ન અમૂલ્ય છે, સામળ ઝવેરી પરીક્ષા કરે. ૫

મૂરખને નહિ માન, મૂર્ખ ઝાઝામાં ઝૂરે,
દે ન મૂર્ખને દાન, મૂર્ખમાં અક્કલ અધૂરે;
મૂરખ હલકો હોય, બહુ ગુણવંતો બોલે,
મૂર્ખ ન લેખા માંહી, નહિ પંડિતને તોલે;
જેમ હંસ મધ્ય બગલાં પડયાં, કારણ શું જાણે કશું,
સામળ કહે છે સાચું કહું, વિદ્યા વિહીન તે નર પશુ. ૬

પંડિત જાય વિદેશ, તોય જશથી જાણીતો,
પંડિત પ્રાક્રમ પૂર, મહીપતિનો માનીતો;

પંડિતને પરમાણુ કરે, જન ઉસકો કર જોડે,
પંડિતને સન્માન, માન અવનીમાં મોડે;
જે અગમ નિગમ છે ગુણ ઘણા, લક્ષ કોટિધા તે લહે;
છે વિદ્યા મોટી વિશ્વમાં, કવિ સામળભટ સાચું કહે. ૭

સામળભટ.

---

# વિજયક્ષમા.

---

## દોહરા.

ભાવનગરનો ભૂપતિ, વિજયસિંહ ભડવીર;
સૂણજો સૌ તેની ક્ષમા, ધરીને મનમાં ધીર.
ગુણવંતી ગુજરાતમાં, અધિપતિ થયો અનુપ;
પંડિત જનનો પારખુ, ભોજ સમો ભડ ભૂપ.

## ચોપાઈ.

એક સમે એ અધિપતિ આપ, મનમાં ધાર્યું મોટે માપ;
પંડે હું વનમાં પરવરૂં, કોઇ ન પ્રીછે એવું કરૂં.
વનચર્યા જોઉં આ વાર, સુખીઓ કે દુ:ખીઓ સંસાર:
પુરચર્યા રાતે પેખાય, દિવસે વનચર્યા દેખાય.
એવો ઘાટ રૂદેમાં ઘડયો, ચંચળ ઘોડા ઉપર ચઢયો;
હિંમતથી ધર્યાં હથિયાર, બાગ સમીપ ગયો પુર બહાર,

## સોરઠો.

બન્યો મનોહર બાગ, ભૂમિ ત્યાં ભાસે ભલી;
સુંદરીનું સૌભાગ્ય, જોબનમાં જેવું વધે.

### ચોપાઈ.

ખેતર એક ભલું ખેડેલ, વળી તેમાં કર્પણ વાવેલ;
વનિતા એકુની છે વડી, ચોકી કરવા માળે ચડી.

### દોહરા.

કશી લીધેલો કાછડો, છુટો છેડો છેક;
પહોંચ્યો પગની પાનીએ, વરવો વસ્ત્ર વિવેક.

લટકે લીરા લુગડે, અંગે અધમણ મેલ;
ચોરી ચડતાં ચોટલે, ધર્યું હશે ધૂપેલ.

કમર કશી શણગટ કરી, લટકે લટલે લાડ;
હુડા હુડા હો હો કરી, તાણી પાડે ત્રાડ.

ગોફણમાં ગોળા ધરી, ફેંકે ફરતી દીશ;
નજર વડે તે નિરખતાં, અંતર હસ્યો અધીશ.

ટોળું મૃગનું ત્યાં કણે, ખેતરમાં કણ ખાય;
હારી મારી હાક પણ, જનાવરો નવ જાય.

### ચોપાઈ.

ચિત્તમાં રાજા કરે વિચાર, કણબી વેઠે કષ્ટ અપાર;
ઉપજાવે છે અન્ન અથાગ, ભૂપતિને આપે છે ભાગ.
કામ કરે એ તો મુજ કાજ, એમાં અંદેશો નહિ આજ;
દીલ વિચારી ધારી દયા, ગોહિલ તે મૃગ સન્મુખ ગયા.

રાખ્યો ત્યાં શેઢે રેવંત, ચાલ્યો ચરણે આતુરીવંત;
ચરણ તળે ચંપાયા છોડ, કણબણ બોલી ગાળો ક્રોડ.
હેતે સુણી સુણી રાજા હસ્યો, કોપ કર્યો નહિ મનમાં કશો;
ગોફણથી ગોળા ગડગડયા, પુરપતિ પાસે આવી પડયા.

તે કણબણ બોલી પશુતુલ્ય, એક વચન તો હતું અમૂલ્ય;
અમે અનાથ નથી રે આજ, ધણી મોતીવાળો મહારાજ.
એ સુણી ઉપજ્યો હરખ અતોલ, બોલે છે મુજ બળથી બોલ;
તગડી મૃગલાંને ત્રાસ, પુરપતિ પહોંચ્યો ઘોડા પાસ.

કણબી ત્યાં આવ્યો તે કાળ, પ્રીછયા તેણે પૃથ્વીપાળ;
સલામ કરી નમાવ્યું શીષ, અધિપતિએ આપી આશીષ.
વળતી રાજા ત્યાંથી વળ્યો, માનિનીને જઈ કણબી મળ્યો;
વનિતાએ વિગતે કહી વાત, સરવ બનેલી તે સાક્ષાત.

**દોહરા.**

કણબી કહે સુણ કામની, એજ અધિપતિ આપ;
બોલી નિરલજ બોલ તું, પ્રગટ્યાં તારા પાપ.
નારી કહે છે નાથને, તમે તજો તે ત્રાસ;
પુરપતિ દિલ દરિઆવ છે, નિશ્ચય ક્ષમા નિવાસ.
કાલાવાલા કીજીએ, તે પાસે જઈ તોય;
અંતરમાંથી ઉતરે, હાલ કદી રીસ હોય.

દલપતરામ.

---

## ૧૭

# દરબારમાં કણબી.

સાંભળ એક હતો સુલતાન, મનમાં મોટું ધરતો માન;
પુત્ર-પટેલ તણો તે પાસ, કારજ કરવા ગયો પ્રકાશ.
કરી ટુંકારો ઉચર્યો આમ, શિર નમી નહિ કરી સલામ;
ભાસ્યો નહિ ભોળાનો ભેદ, ક્રોધ કરીને કીધો કેદ.

ભૂખણુ તેનો મોટો ભાઇ, ચાલ્યો સુણી ચોપે ચિત્ત ચ્હાઇ;
ધાર્યું જે ધીરજ મન ધરૂં, સલામ બેવડી સારી કરૂં.
દુંદાળો દીઠો સુલતાન, હરખે જઇ બોલ્યો હેવાન;
સલામ દિલ્લીના શાહને, વળી સલામ વડી દુંદને!

ખરેખરો સુણી ઉપજ્યો ખેદ, કીધો ત્યાં તેને પણ કેદ;
બની વાત સુણી તેનો બાપ, આવ્યો શાહ સમીપે આપ.

પ્રેમ ધરીને કરી પ્રણામ, ઠીક ઠરી બોલ્યો તે ઠામ;
લોક તણી તમ હાથે લાજ, માફ કરો અવગુણ મહારાજ.

શાહ કહે તારો સુત એક, સમજ્યો નહિ સલામ વિવેક;
મુખે સલામ બીજે કહી મુને, દુજી સલામ કહી દુંદને.

કારણ એથી કેદજ કર્યો, એવું પટેલ સુણી ઉચર્યો;
તમને સલામ ન કરી તેજ, મોટો મુરખ માણસ એજ.

બીજો પણ છે બહુ બકનાર, ચિતમાં ચેતી ન કર્યો વિચાર;
સાહેબને કરીએ સલામ, કહોને દુંદ તણું શું કામ?

'હેતુ તો સુલતાનજ હતા, દુંદે ધરવો 'તો દેવતા?
ઝાઝી એ સુણી લાગી ઝાળ, કેદ કર્યો તેને તત્કાળ.

સુણી પટેલ તણો જે સગો, ભૂપતિ આગળ આવ્યો ભગો;
કરી સલામ કહ્યું તત્કાળ, પટેલને છોડો ભૂપાળ.

છે મારે સાંકડી સગાઈ, અમે બન્ને આંગળીઆ ભાઈ;
રાજી થઇને પૂછે રાય, કેને આંગળીઆ કહેવાય?

દેતો તો ઉત્તર દિવાન, હું કહું કહી બોલ્યો હેવાન;
પાચ્છાનો મરી જાય પિતાય, પાચ્છાની મા નાતરે જાય.
પ્રસવે પુત્ર એહને ત્યાંઈ, એ પાચ્છા આંગળીઆ ભાઇ!
કવિત સુણી માઠું તે કાળ, હુકમ કર્યો જે પુરો હાલ.

ચારે ચકલે ચાલી વાત, જથ્થે થઇ કણબીની જાત;
દીઠા બે જણ ડહાપણદાર, તેને ત્યાં કીધા તૈયાર.
સાહેબ પાસે તમે સાંચરી, કહો ઘણી આજીજી કરી;
જીવાડો તો તો જીવીએ, છેક તમારાં છોરૂ છીએ.

પ્રજા તણા છો માતપિતા, શબ્દ એવા કહો શોભિતા;
ચડે દયા રાજાને ચિત્ત, પટેલ છૂટે પુત્ર સહિત.
જુગતિ સુણીને બે જણ, અંતરમાં ધરી આશ;
આવ્યા અરજ ઉચારવા, પાદશાહની પાસ.

બીતા બીતા બે જણા, ઉચર્યા એવું આપ;
તમે અમારાં છોકરાં, અમે તમારા બાપ!
શબ્દ સુણી સુલતાન તે, ખીજ્યો પામ્યો ખેદ;
હાલ હાલ હુકમે કરી, કીધા તેને કેદ.
કોઇએ વાત જઈ કહી, જ્યાં કણબીની જાત;
પ્રધાન પાસ ગયા પછી, નર જે કણબી નાત.

પ્રીતે કહી પ્રધાનને, વળી વળી વિગતે વાત;
પ્રધાન બોલ્યો પ્રેમથી, સુણો સહુ સાક્ષાત.
અધિપતિ આવે અવસરે, માને નહિ મુજ વેણ;
બેગમ બોલે બે કથન, કાંઇક માને કહેણ.
પછી બેગમ પાસે ગયા, કણબી કરી વિચાર;
પ્રણામ કરી સૌ પ્રેમથી, એવો કર્યો ઉચાર.

સંકટ પડીઉં સામટું, તે માટે તુજ પાસ;
આજ સર્વ આવ્યા અમો, ઉગરવાની આશ.

ઋણી ધીરજ નથી ધારતા, વાત ન સુણે વજીર;
તોય અમારી શાણી તું, ધણિઆણી છે ધીર.
બોલી બેગમ બોલતાં, ભારે રીસ ભરાઈ;
કણબીની ધણિઆણી તો, કણબણને કહેવાય.
એમ કહી એ અવસરે, હુકમ કરીને હાલ;
કેદ કરાવ્યા કણબીને, ક્રોધ કરી તત્કાળ.

વાત વિગતવારે કહી, પૃથ્વીપતિની પાસ;
પતિએ કહ્યું પ્રધાનને, કરશો નહિ કચાશ.

મુરખ એવા માનવી, જે કણબીની જાત;
મારી કાઢો મુલકથી, રહે ન એકે રાત.

પ્રધાનમાં ડહાપણ ભરપૂર, હેતે બોલ્યો શાહ હજૂર;
કણબી આકરી ચાકરી કરે, કણ પકની કોઠારો ભરે.
મને હુકમ આપો મહારાજ, કેને લઇ સોંપું એ કાજ !
પૃથ્વીપતિ વિચારે પડયો, જન એકે એવો નહિ જડયો.
કરી શકે કણબીનાં કામ, હૈયામાં રાખીને હામ;
પછી બોલ્યો પોતે પરધાન, કથન કહું તે ધારો કાન.
રૂડું કણબીથી છે રાજ, એમાં તો સંશય નહિ આજ;
અધિક વસે છે વરણ અઢાર, કણબી સૌનો પોષણકાર.

નહિ તિથિ વણ મહિનાનું નામ, ગણાય નહિ કણબી વણ ગામ;
તે કણબીના ગુણ અતોલ, પણ બોલી નહિ જાણે બોલ.

રૂઠે કણબી શિર જે રાય, પછી ઘણો મનમાં પસ્તાય;
તમે તજો તે માટે રીસ, આપો કણબીને આશિષ.

શીતળ થયો સુણી સુલતાન, મેલ્યા કણબીને દઈ માન;
જમ્યા રમ્યા કણબી ઘર જઇ, મશ્કરી તો મહિપતની થઈ!

**દલપતરામ.**

# સુદામાચરિત્ર.

[ આગળ ગુજરાતી ભાષાના ઉદ્ધાર માટે પાઘડી નહિ પહેરવાનું પણ લેનાર જે કવિ સંબંધી કહેવામાં આવ્યું, તે મહાકવિ પ્રેમાનંદનું આ કાવ્ય છે. તેમનું જીવન ઇ. સ. ૧૬૩૬ થી ૧૭૩૪ સુધી લગભગ એક સૈકો ચાલ્યું. તે અરસામાં તેમણે સંસ્કૃતને આધારે પણ કળાની દૃષ્ટિએ ઘટતા ફેરફાર કરી આખ્યાનો લખ્યાં છે, તેમજ નરસિંહ મહેતાના જીવનને લગતાં પણ કાવ્યો લખ્યાં છે. તે જાતે કથા કહેવાનો ધંધો કરતા, અને પોતાનાં આખ્યાનો લોકોને સંભળાવતા. સાહિત્યના ઉદ્ધાર માટે તે જાતે પ્રયત્ન કરતા હતા, તે સાથે તેમણે સાહિત્યસેવકોનું એક મંડળ પણ સ્થાપ્યું હતું. સાધારણ શિષ્ટ લોકોમાં તેમનાં કાવ્યો ઘણાં લોકપ્રિય છે, અને હજી ઘણાને મ્હોંડે છે. ]

સાંદિપનિ ઋષિ સુર ગુરુ સરખા, વિદ્યાવંત અનંત;
તેને મઠ ભણવાને આવ્યા, હળધર ને ભગવંત.
તેની નિશાળે વડો વિદ્યાર્થી, ઋષિ સુદામા કહાવે;
પાટી લખી, દેખાડવા રામ કૃષ્ણ, સુદામા પાસે આવે.
સુદામો શ્યામ, સંકર્ષણ, અન્ન ભિક્ષા માગી લાવે;
એકદા બેસી અશન કરે તે, ભૂધરને મન ભાવે.
સાથે સ્વર બાંધીને ભણતા, થાય વેદની ધુન્ય;
એક સાથે શયન કરતા, મોરલિધર, બળ, મુન્ય.
ચોસઠ દહાડે ચૌદ વિદ્યા, શિખ્યા બેઉ ભાઇ;
ગુરુને ગુરુદક્ષિણા આપી, વિઠ્ઠલ થયા વિદાઈ.
કૃષ્ણ સુદામો ભેટી રોયા, બોલ્યા વિશ્વાધાર;
મા'નુભાવ ફરીને મળજો, માગું છું એક વાર.

ગદ્દગદ્દ કંઠે કહે સુદામો, માગું દેવ મોરારી;
સદૈવ તમારાં ચરણ વિષે, મનસા રહેજો મારી.

× × × ×

શુકજી કહે સાંભળ નરપતિ, છે સુદામાની નિર્મળ મતિ;
માયા સુખ નવ ઇચ્છે રતિ, સદા મન છે જેનું જતિ.
મુનિનો મર્મ કોઇ નવ લહે, સઉ મેલો ઘેલો દરિદ્ર કહે;
માગ્યા વિના કોઈ કેમ આપે, ઘણે દુઃખે કરી દેહ કાપે.
ભિક્ષાનું કામ કામિની કરે, કોનાં વસ્ત્ર ધુએ ને પાણી ભરે;
જેમ તેમ કરીને લાવે અન્ન, નિજ કુટુંબ પોષે સ્ત્રીજંન.
ઘણા દિવસ દુઃખ ઘરનું સહ્યું, પુરમાં પછે અન્ન જડતું રહ્યું;
બાળકને થયા બે ઉપવાસ, ત્યારે સ્ત્રી આવી સુદામા પાસ.
હું વિનવું જોડી બે હાથ, અબળા કહે સાંભળીએ નાથ;
બાળક ભૂખ્યાં કરે રુદન, નગરમાં નથી મળતું અન્ન.
ન મળે કંદ મૂળ કે ફળ, બે દિવસ થયાં લેઈ રહે જળ;
સુખ શય્યા ભૂષણ પટકૂળ, પ્રભુ ક્યારે થશે સાનુકૂળ,
ભૂખ્યાં બાળક જુએ માનું મુખ, સ્ત્રી કહે સ્વામીને દુઃખ;
હું કહેતાં લાગીશ અળખામણી, સ્વામી જુઓ આપણા
ઘર ભણી.

ધાતુપાત્ર નહિ કર સહાવા, સાજું વસ્ત્ર નથી સમ ખાવા;
જેમ જળવીણ વાડી ઝાડુવાં, તેમ અન્નવીણ બાળક બાદુવાં.
વાગે ટાઢ બાળકડાં રૂએ, ભસ્મમાંહી પેસીને સૂએ;
હું તે ધીરજ કેઇ. પેરે ધરૂં, છોકરાંનું દુઃખ દેખીને મરૂં.

× × × ×

જઇને જાચો જાદવરાય, ભાવઠ ભાંગશે રે.
હું તો કહું છું લાગીને પાય, ભાવઠ ભાંગશે રે;
ધન નહિ જડે તો ગોમતીમાં જઈ, દર્શન ફરી ન જાય. ભા૦

સુદામો કહે સ્ત્રીને, નથી માગતાં પ્રતિવાય;
પણ મિત્ર આગળ મામ મૂકી, માગતાં જીવ જાય.
મામ ન મૂકીએ રે.

× × × ×

પછી સુદામાજી બોલિયા, સુણ સુંદરી રે;
શી કહું હું શિખામણ, ઘેલી કોણે કરી રે.
જે નિર્મ્યું છે તે પામીએ, સુણ સુંદરી રે;
વિધિયે લખી વૃદ્ધિ હાણ, ઘેલી કોણે કરી રે.
દીધા વિના ક્યાંથી પામીએ, સુણ સુંદરી રે;
નથી આપ્યું જમણે હાથ, ઘેલી કોણે કરી રે.

× × × ×

સંતોષ અમૃત ચાખીએ, સુણ સુંદરી રે;
હરિચરણે સોંપી મન, ઘેલી કોણે કરી રે.
ભક્તિએ નવનિધ્ય આપશે, સુણ સુંદરી રે;
ધરો ધીર તમે સ્ત્રીજન, ઘેલી કોણે કરી રે.
આંખ્ય ભરી અબળા કહે, ઋષિ રાય જી રે;
મારૂં જડ થયું છે મન, લાગુ પાય જી રે.
એ તો જ્ઞાન મને ગમતું નથી, ઋષિ રાય જી રે;
રૂએ બાળક લાવો અન્ન, લાગું પાય જી રે.

× × × ×

રાગ—રામગ્રી.

કહે શુક જોગી સાંભળો રાયજી, ફરી ફરી પ્રેમદા લાગે પાય જી;
વિપ્ર સુદામો આપ વિચારે જી, નિશ્ચે જાચવા જવું
પડશે મારે જી.

—ઃઢાળઃ—

જાવું પડશે સર્વથા, ઘણું રૂએ અબળા રાંક;
અન્ન વિના બાળક ટળવળે, એમાં માતતણો શો વાંક.
પત્ની પ્રત્યે કહે સુદામો, તું સાંભળ મારી વાત;
કહો ભામિની ભગવંત આગળ, ભેટ શી મૂકું હાથ.
કાકા કહીને કુંવર આવે, કૃષ્ણ સુત સમુદાય;
ખાવા માગે મુજ કને, ત્યારે શું મેલું કરમાંય.
સુણી હરખ પામી પ્રેમદા, ગઇ પાડોશણની પાસ;
બાઇ આજ કામ કરો મારૂં, જાણે વણમૂલે લીધી દાસ.
દ્વારામતી મમ પતિ જાય છે, જાચવા જાદવરાય;
અમો બમણું કરીને આપીશું, કાંઈ આપો ઉછીતું માય.
પાડોશણને દયા આવી, આ દુર્બળ આવી લેવા;
સુપડું ભરીને કાંગ આપ્યા, આ બાઇ તમારે દેવા.
ઉખણે ઘાલી ઓખણ્યા, તેને કીધા શ્વેત;
તગતગતા કરી કરમાં આપ્યા, ઋષિજી પામ્યા હેત.
મારગમાં છોવાય નહિ, છે ત્રિકમના તાંદૂળ;
લેઈ જાવા છે દ્વારામતી, નથી બાંધવા પટકૂળ.
ઉપરા ઉપરી બંધન બાંધ્યાં, ચીંથરાં દશ વીસ;
રત્ન પેરે જત્ન કીધું જયમ, ચડે છોડતાં રીસ.
ઋષિ સુદામાને કહે બાળકડાં, કરીને રોતાં મુખ;
પિતાજી એવું લાવજો, જયમ જાય આપણી ભૂખ.
દીન વાણી સાંભળીને, મુનિએ મૂકયો નિઃશ્વાસ;
સુદામો કહે પુત્રને, પરિબ્રહ્મ પૂરશે આશ.

× × × ×

( સુદામા દ્વારકા ગયા, અને મહેલ આગળ પ્રતિહાર સાથે પોતાના આવ્યાની વરધી શ્રીકૃષ્ણને કહાવી. પ્રતિહારે દાસીને કહ્યું:-)

એવે દાસી ધાતી આવી રે, જોઈ નાથે પાસે બોલાવી રે;
બોલી સાહેલી શિર નામી રે, દ્વારે દ્વિજ આવ્યો કોઈસ્વામી રે.
ન હોય નારદ અવશ્યમેવ રે, નહિ વસિષ્ઠ ને વામદેવ રે;
ન હોય દુર્વાસા ને અગસ્ત્ય રે, મેં તો ઋષિ જોયા છે સમસ્ત રે.

નહિ વિશ્વામિત્ર કે અત્રિ રે, નથી લાવ્યો ચિટ્ઠી કે પત્રી રે;
દુઃખી દરિદ્ર સરખો ભાસે રે, એક તુંબીપાત્ર છે પાસે રે.
પિંગળ જટા ભસ્મે ભરિયો રે, ક્ષુધારૂપી નારીને વરિયો રે;
શેરીએ શેરીએ થોકાથોક રે, તેને જોવા મળ્યા બહુ લોક રે.

તેણે કહાવ્યું કરી પ્રણામ રે, મારૂં વિપ્ર સુદામો છે નામ રે;
એમ દાસી કહે કરજોડ રે, ખરો ખરો કહે રણછોડ રે.
મારો બાળસ્નેહી સુદામો રે, હું દુઃખીઆનો વિસામો રે;
ઉઠી ધાયા જાદવરાય રે, નવ પહેર્યાં મોજાં પાય રે.

પીતાંબર ભૂમિ ભરાય રે, રાણી રુકિમણી ઉચ્યાં સાય રે;
અતિ આનંદે ફૂલી કાય રે, હરિ દોડે ને શ્વાસે ભરાય રે.

પડે આખડે બેઠા થાય રે, એક પળ તે જુગ જેવી જાય રે;
સ્ત્રીઓને કહી ગયા ભગવાન રે, પૂજા થાળ કરો સાવધાન રે.

હું જે ભોગવું રાજ્યાસન રે, તે તો બ્રાહ્મણનું પુણ્ય રે;
જે કોઇ નમશે એનાં ચરણ ઝાલી રે, તે નારી બહુ મને વહાલી રે.

તવ સ્ત્રી સહુ પાછી ફરતી રે, સામગ્રી પૂજાની કરતી રે;
સહુ કહે માંહોમાંહી બાઇ રે, કેવા હશે શ્રીકૃષ્ણના ભાઇ રે.
જેને શ્યામળીઆનું સ્નેહ રે, હશે કંદર્પ સરખો દેહ રે;
લઈ પૂજાના ઉપહાર રે, રહી ઉભી સોળ હજાર રે.

આઇ લોચનનું સુખ લીજે રે, આજે જેહનું દર્શન કીજે રે;
ઋષિ શુકજી કહે સુણ રાય રે, શ્યામળીઓજી મળવા જાય રે.
છબીલેજી છૂટી ચાલે રે, દીધી દોટ તે દીનદયાળે રે;
સુદામે દીઠા કૃષ્ણદેવ રે, છૂટયાં આંસુ શ્રાવણ નેવ રે.
જુએ કૌતુક ચારે વર્ણ રે, કયાં આ વિપ્ર કયાં અશરણશર્ણ રે;
જુએ દેવ વિમાને ચડિયા રે, પ્રભુ ઋષિને પાય પડિયા રે.
હરિ ઉઠાડયા ગ્રહી હાથ રે, ઋષિજી લીધા હૈડા સાથ રે;
મળ્યા જાદવ જોવા પૂંઠે રે, પ્રેમ ને આલિંગન નવ છૂટે રે.
મુખ અન્યોન્યે જોયાં રે, હરિનાં આંસુ સુદામે લોયાં રે;
તુંબીપાત્ર ઉલાળીને લીધું રે, દાસત્વ દયાળે કીધું રે.
ઋષિ પાવન કર્યું મુજ ગામ રે, તમે પવિત્ર કર્યો રંકધામ રે;
તેડી આવ્યા વિશ્વાધાર રે, મંદિરમાં હરખથી અપાર રે.
હસ્ત ઝાલી હરખે મુરારિ રે, જોઈ હાસ્ય કરે સહુ નારી રે;
ઘણું વાંકબોલાં સત્યભામા રે, આવા ફુટડા મિત્ર સુદામા રે.
હરિ તેને ઉઠીને શું ધાયા રે, ભલી નાનપણાની માયા રે;
ભલી જોવા સરખી જોડી રે, હરિને સોંઘો એને રાખોડી રે.
જે કોઇ બાળક બા'ર નીકળશે રે, તે તો કાકાને દેખી છળશે રે;
તવ બોલ્યાં રુક્મિણી રાણી રે, તમે બોલો છો શું જાણી રે.

—:વલણ:—

શું બોલો વિસ્મય થઈ, હરિભક્ત ઓળખો નહિ;
બેસાડયા મિત્રને શય્યા ઉપર, ઢોળે વાયુ હરિ ઉભા રહી.

× × × ×

(બન્ને મિત્રોએ એક બીજા સાથે કેટલોક વખત વાતો કરી.)

—રાગ વસંત—

સકળ સુંદરીઓ દેખતાં, ગોષ્ટિ ગોવિંદે કીધી;
પછે દરિદ્ર ખોવા દાસનાં, ગાંઠડી દષ્ટિમાં લીધી. સકળ૦

મન વાંછિત ફળ આજ હું પામ્યો, મિત્રજી મળવા આવ્યા;
ચતુર ભાભીએ ભેટ મોકલી, કહો સખા શું લાવ્યા. સકળ૦

અઢળક ઢળીઓ રે શ્યામળીઓ, મુષ્ટિ તાંદુલ માટે;
ઇંદ્રનો વૈભવ સેજમાં આપ્યો, સ્વલ્પ સુખડી સાટે. સકળ૦

ચરણ તળે ચાંપી રહ્યો સુદામો, કૃષ્ણજી કહે છે કહાડો;
અમજોગ જો ભેટ ન હોય તો, દૂર થકી દેખાડો. સકળ૦

એ દેવતાને દુર્લભ દીસે, જાચે જાદવરાય;
જો પવિત્ર સુખડી પ્રેમે આપો, તો ભવની ભાવટ જાય. સકળ૦

ભગવાનની સ્ત્રીઓ ભર્મમાં ભૂલી, જુએ મળી સમસ્ત;
અમૃતફળ કે સંજીવન મણિ, હરિ હોડે છે હસ્ત. સકળ૦

આમ હરિ જ્યારે હાથ લગાવે, ઋષિ ખસેડે આમ;
ભક્ત હેત પોતે દેખાડે, સઉને સુંદર શ્યામ. સકળ૦

અવલોકવા ઉભી સઉ નારી, કર ધરી કનકનાં પાત્ર;
જદુપતિને જાચે સઉ નારી, અમને આપજો તિલ માત્ર. સકળ૦

સુદામો ચિંતામાં પડીઓ, લજ્જા મારી જાશે;
ભર્મ ભાંગશે તાંદુલ દેખી, કૌતુક મારૂં થાશે. સકળ૦

સ્ત્રીને કહ્યેથી હું થયો લોભી, તુચ્છ ભેટ અહીંઆં આણી;
લજ્જા લાખ ટકાની ખોઈ, ઘર ઘાલ્યું ધણિઆણી. સકળ૦

સુદામાના મનની શોચના, શ્યામળીએ સહુ જાણી;
હસતાં ખસતાં પાસે આવી, તાંદુલ લીધા તાણી. સકળ૦

હેઠળ હેમની થાળી મેલી, વસ્તુ લેવા જગદીશ;
છોડે છબીલો પાર ન આવે, ચીથરાં દશવીશ. સકળ૦

પટરાણીઓ જોઈ અચરજ પામી, છે પારસ કે રત્ન;
અમર ફળ કે સંજીવન મણિ, આવડું કીધું છે જત્ન. સકળ૦

× × × ×

( શ્રીકૃષ્ણે તાંદુલ ખાધા, અને તાંદુલ ખાતાં ખાતાં સુદામો ન જાણે, તેવી રીતે તેમના ઘરનું દારિદ્ર કાપ્યું. )

—રાગ મેવાડો—

હાસ્ય વિનોદ કરતાં વહી શર્વરી, થયો પ્રાત સુદામે જાચ્યા હરિ.
મને વિદાય કરો જગજીવન, હરિ કહે પધારીયે સ્વામીન;
વળી કૃપા કરજો કોઇ સમે, હાલે હાથે નરહરિ નમે.
પ્રભુ પોળ લગી વળાવા જાય, કોડી એક ન મૂકી કરમાંય;
સત્યભામા કહે સુણો જાંબુવતી, કૃપણ થયા કેમ કમળાપતિ.
બ્રાહ્મણ વળી મિત્ર પોતા તણો, દરિદ્ર દુ:ખે પીડેલો ઘણો;
તેને વાળ્યો નિર્મુખ ફરી, રુકિમણી કહે શું સમજો સુંદરી.
બેલડિયે વળગ્યા વિશ્વાધાર, સુદામે જાતાં કર્યો વિચાર;
એના પ્રભવ આગળ વળિયો છેક, પણ મને ન આપી કોડી એક.
સ્ત્રીની ચોરી મનમાં ધરી, પણ કાંઇક ગુપ્ત મને આપશે હરિ;
માધવ માર્ગે વળાવા ગયા, પછી સુદામોજી ઉભા રહ્યા.
વિઠ્ઠલજી હવે પાછા વળો, તવ ભેટીને રોયા શ્યામળો;
વળ્યા કૃષ્ણ ફરી મળજો કહી, પણ કરમાં કાંઈ મૂકયું નહિ.
ઋષિ સુદામે મૂકયો નિ:શ્વાસ, ચાલ્યો બ્રાહ્મણ થઇને નિરાશ;
ઋષિ પામ્યો મનમાં સંતાપ, નિંદા કરવા લાગ્યો આપ.
હું માગવા આવ્યો મિત્ર કને, તેપેં મૃત્યુ શે નાગ્યું મને;
સ્ત્રીજિત નર તે શબ સમાન, રંડાએ ઉપજાવ્યું અપમાન.
એકાંતરા જો મળે જે અન્ન, કંદમૂળ કીજે પ્રાશન;
પવન પ્રાશીને ભરીએ પેટ, નીચ પુરુષની કરીએ વેઠ.
કાષ્ઠ કે તૃણનો વિક્રય કરી, અથવા પર ઘેર પાણી ભરી;
અથવા વિષ પીને પોઢીએ, પણ મિત્ર કને કર નવ એડિયે.
અજાચક વ્રત મૂકયું આજ, ખોઇ લાખ ટકાની લાજ;
દામોદરે મને કીધી દયા, મૂળગા મારા તાંદુલ ગયા.

કૃપણને ધન હોયે ઘણું, એને નગર છે સોનાતણું;
બાંધીમુઠી ને મિત્રાચાર, મોટો નિર્દય નંદકુમાર.
એને આપતાં શું ઓછું થાત; હું દુર્બળની ભાવઠ જાત;
સામા મળી મને ભેટયા હરિ, પગ પખાળીને પૂજા કરી.
આસન વ્યંજન ભોજન ભલું, મુજ રાંકને કોણ કરે એટલું;
એ સર્વ ધૂર્ત કપટીને સેવા, લટપટ કરી મારા તાંદુલ લેવા.
જેનું લે તે તો નવ રાખે ભાર, હરિને નિંદુ તો મને ધિક્કાર;
જો ગોપીનાં મન લીધાં હરી, તો કમળાનું સુખ પામ્યા સુંદરી.
ઋષિપત્નીનાં ખાધાં અન્ન, તો સાયુજ્ય મુક્તિ પામ્યાં સ્ત્રીજન;
ચંદન કુબ્જાજીનું લીધ, સ્વરૂપ લક્ષ્મી સમાણું કીધ.
જો ભાજીપત્રનો કીધો આહાર, તો વિદુર તાર્યો સંસાર;
કૃપા કરી મને જગદાધાર, પણ મારૂં કર્મ કઠોર અપાર.
વિવેક જ્ઞાન સુદામે ગ્રહ્યું, ધન નાપ્યું તો સારૂં થયું;
ધને કરી મદ મુજને થાત, ભક્તિ પ્રભુની ભૂલી જાત.
કૃષ્ણે મુજને તે કરુણા કરી, દારિદ્ર દુ:ખ ન લીધું હરિ;
સુખમાં વ્યાપે ક્રોધ ને કામ, દુ:ખમાં સાંભરે કેશવરામ.

—વલણ—

રામ સાંભરે વૈરાગ્યથી, ઋષિ જ્ઞાનઘોડે ચડયા;
વિચાર કરતાં ગામ આવ્યું, ધામ દેખી ભૂલા પડયા.

—રાગ રામગ્રી—

શુકજી ભાખે હરિગુણ ગામ જી, દીઠું સુંદર કંચન ધામ જી,
મેડી અટારી અદ્‌ભુત કામ જી, ઋષિ વિચારે ભૂલ્યો ઠામ જી.

—ઢાળ—

ઠામ ભૂલ્યો પણ ગ્રામ નિશ્ચે, ધામ કોઇ ધનવંતનાં;
એ ભુવનમાં વસતા હશે, જેણે સેવ્યાં ચરણ ભગવંતનાં.

એવું વિચારી વિપ્ર વળિયો, બધું નગર અવલોકન કરી;
ઋષિ ઇચ્છા આણી સર્વ જોતાં, તે ભુવન પાછળ ફેરા ફરી.
પછી સુદામો પડયા સાંસામાં, વિચાર કરે વેગળા જઇ;
આ ભુવન કોણે કર્યા હશે, પર્ણકુટી મારી કયાં ગઇ.
એ વિશ્વકર્મા રચી રચના, મનુષ્ય પામર શું કરે;
કુટુંબ મારૂં કયાં ગયું, ઋષિ વામ દક્ષિણ ફેરા ફરે.
કોઇ કીર્તિ બોલે હસ્તિ ડોલે, હયશાળામાં હય હણહણે;
દાસી કનક કલશ ભરીપાણી લાવે,ઉભા અમૃત સેવક આંગણે.
દુંદુભિ વાજે ઢોલ ગાજે, મંડપ તાંડવ થાય છે;
મૃદંગ ધમકે ઘુઘરી ઘમકે, ગીત ગુણીજન ગાય છે.
જોઇ સુદામે નિઃશ્વાસ મુકયો, કોઇ છત્રપતિનાં ઘર થયાં;
આશ્રમ ગયાનું દુઃખ નથી, પણ બાળક મારાં કયાં ગયાં.
હોમશાળા, રૂદ્રાક્ષમાળા, મારી પત્ર કુશની સાદડી;
ગોપીચંદન સન્માર્જની ગઇ, વિપત્ય આવડી કયમ પડી.
દૈવની ગતિ ગહન દીસે, પડયો પ્રાણ કર્મ આધીન;
કુટુંબ વિટંબના વેદના, હુંને દૈવે દંડયો દીન.
તૂટી સરખી ઝુંપડી ને, લૂંટી સરખી નાર;
સડયાં સરખાં છોકરાં, નવ મળ્યાં બીજી વાર.
સંકલ્પ વિકલ્પ કોટી કરતાં,ઋષિ આવાગમન હિંડોળે ચઢયા;
બારીએ બેસી પંથ જોતાં, નિજ કંથ સ્ત્રીની દષ્ટે પડયા.
સાહેલી એક સહસ્ર લેઇને, સતી ગઇ પતિને તેડવા;
જળ ઝારી ભરીને નારી જાએ, હસ્તિની કલશ રેડવા.
હંસગામિની ને હર્ષ પુરણ, અભિલાષ મનમાં ઇચ્છિયા;
ઝાંઝર ઝમકે ઘુઘરી ઘમકે, વાજે અણુવટ વીંછિયા.
સુદામે જાણે આવી રાણી, ઇંદ્રાણી કે રુકિમણી;
સાહેલી સહુ વીંટી વળી, પદ્મિની લાગી પાય,

પૂજા કરીને પાલવ ગ્રહ્યો, તવ ઋષિજી નાઠા જાય.
થરથર ધ્રૂજે ને કાંઇ ન સૂઝે, છૂટી જટા ઉઘાડે શીશ;
હસ્ત ગ્રહેવા જાય સુંદરી, તવ ઋષિજી પાડે ચીસ.
હું તો સેજે જોઉં છું ઘર નવાં, મને નથી કપટે વિચાર;
હું તો વૃદ્ધ ને તમો જોબન નારી, છે કઠણ લોકાચાર.
ભોગાસક્ત હું નથી આવ્યો, મને પરમેશ્વરની આણ;
જાવા દ્યો મને કાં દમો છો, તમને હજો કલ્યાણ,
આંગણામાં કોઇ નર નથી, આ દીસે સ્ત્રીનું રાજ્ય;
તમને પાપણીઓ પરમેશ્વર પૂછશે,હુંને કાં આણો છો વાજ્ય.
ઋષિપત્ની કહે સ્વામી મારા, તમે રખે દેતા શાપ;
દારિદ્ર ગયાં નવાં ઘર થયાં, શ્રીકૃષ્ણ ચરણ પ્રતાપ.
એવું કહી કર ગ્રહીને ચાલી, તું સાંભળ પરિક્ષિત ભૂપ;
સુદામો પેઠા પોળમાં, થયું કૃષ્ણ સરખું રૂપ.

**પ્રેમાનંદ.**

---

# તું તારૂં સંભાળ.

## દોહરા.

પોતાનું ઘર પરજળે, તે તો પીડા ટાળ;
પરની તારે શી પડી, તું તારૂં સંભાળ.
વખત જશે વહી વાતમાં, કાલ ઝડપશે કાળ;
ચતુર હોય તો ચેતીને, તું તારૂં સંભાળ.
જળ લઇ જોઇએ તેટલું, ગરણું લઇને ગાળ;
નદી તળાવ ગળાય નહિ, તું તારૂં સંભાળ.
તુજ ઘર પર પાણી પડે, પરઠવ ત્યાં પરનાળ;
નભ સઘળું ઢંકાય નહિ, તું તારૂં સંભાળ.
પગે પગરખાં પ્હેરીને, તાપ તપે તો ચાલ;
મેદનિ બધી મઢાય નહિ, તું તારૂં સંભાળ.

પેખી જો તુજ પગ વિષે, ઝાઝી લાગી ઝાળ;
શું બીજાને શિર જુએ, તું તારૂં સંભાળ,
જળાય પાપ ન જગતનું, તારૂં પાપ પ્રજાળ;
બીજાને પછી બોધ કર, તું તારૂં સંભાળ.
પાપ ન પેખીશ પારકું, નિજ ગુણદોષ નિહાળ;
દુનીઆમાં દલપત કહે, તું તારૂં સંભાળ.

**દલપતરામ.**

---

## પરચુરણ.

જે જેને અભ્યાસ નહિ, તે તેને નહિ સ્વાદ;
અંધા આગળ આરશી, બહેરા આગળ નાદ.
કદી ઉલુક અનેક મળી, કહે સૂર્ય નિસ્તેજ;
પણ જાણો નિશ્ચે પડે, અંતે જુઠા એજ.
તોલે ગુંજા તુલ્ય તો, હેમ ન થશે ઉદાસ;
તારી બરાબર ક્યાં થશે, શું ગુંજાની ગુંજાશ.
જેનો ચારો જે કર્યો, તેને ભાવે તેજ;
હંસ સદા મોતી ચરે, કાગ અભક્ષ કરેજ.

અરે ન કીધાં ફૂલ કેમ આંબે,
કર્યાં વળી કંટક શા ગુલાબ;
સુલોચનાને શિર અંધ સ્વામી,
ખરે વિધાતા તુજ કૃત્ય ખામી.

તીર્થે પાપ ટળે નહિ, જો મન મેલ ન જાય;
ખાળકુંડીનું હાંડલું, ધોએ ઉપર શું થાય.
મરતાં સુધી મટે નહિ, પડી ટેવ પ્રખ્યાત;
ફાટે પણ ફીટે નહિ, પડી પટોળે ભાત.

**દલપતરામ.**

---

# સુમંતનું પાછું ફરવું.

[સુમંત દશરથ રાજાનો પ્રધાન છે. રામ, લક્ષ્મણ અને સીતાને દેશવટે જવું પડયું, ત્યારે તેમને રાજ્યની હદ સુધી વળાવવા ગએલો. તે પાછો આવ્યો તે પ્રસંગનું આ કાવ્ય છે.]

## રાગ વેરાડી.

સુમંત સંચર્યો રે, મારગે કરતો જાય રુદન;
રથ હાંકી વળ્યો રે, પસ્તાય છે અતિ ઘણું મન.
અરે હું અભાગિયો રે, વનમાં મૂકીને આવ્યો રામ;
મુને જનનીએ જન્મ્યો વૃથા રે, કરવા આવું નિરદય કામ.
દેખશે રથ રામ વિના રે, પામશે માતપિતા ઘણું દુઃખ;
જ્યારે મને પૂછશે રે, ત્યારે હું શું દેખાડીશ મુખ.
સુમંત એમ શોચતો રે, રોઇ રોઇ રાતાં થયાં લોચન;
અશ્વ ઝૂરે ઘણું રે, પગ પાછા પડે દુરબલ તન.
અવધપુર આવીયું રે, દીઠી નગરી પ્રેત સમાન;
લોક સહુ રુદન કરે રે, જે જ્યાં તે ત્યાં મૂકી ભાન.
જ્યારે રામ વન ગયા રે, પુરમાંહી પડી છે હડતાળ;
દેહ જેમ પ્રાણ વિના રે, એમ અવધપુરી તે કાળ.
પ્રધાન પરવર્યો રે, પુરમાં ઢાંકી પોતાનું મુખ;
કૈકેને આંગણે રે, રથ છોડયો થયું અતિ ઘણું દુઃખ.
મંદિરમાં મંત્રી ગયો રે, જ્યાં છે દશરથ ભૂપ સુજાણ;
સહુ સાથે વીંટી વળ્યો રે, રાયના કંઠે આવ્યા છે પ્રાણ.
સુમંતે ત્યાં જઇ રે, કીધો રાયજીને પરણામ;
ભૂપતિ બોલિયા રે, સુમંત કયાં મૂકી આવ્યો રામ.

લક્ષ્મણ જાનકી રે, પ્રાણવલ્લભ મારો રઘુવીર;
મારૂં સરવસ ધન ગયું રે, હવે હું કેમ રાખું ધીર.

સુમંત તેં શું કર્યું રે, રામને શીદ મૂકી આવ્યો વન;
મંદિર મારૂં ઉજ્જડ થયું રે, કોણે ફોડયાં મારાં લોચન.

હું અંધની લાકડી રે, રામને ચોરી ગયું કોણ આજ;
દૈવે દુઃખ દીધું ઘણું રે, મેં શાં કીધાં હશે કુડાં કાજ.

મુને મૂકી ક્યાં ગયા રે, આવો મારા રામ કુંવર સુકુમાર;
મારી આજ્ઞા કોણ પાળશે રે, કોણ ચલાવશે રાજ વહેવાર.

વૈદેહી ક્યાં ગઇ રે, સુંદર ચંપકળી સુકુમાર;
આવો મારી માવડી રે, મેં તને દીધું દુઃખ અપાર.
હવે મુખ નથી દેખતો રે, લાડકવાયા લક્ષ્મણ વીર;
આવો ડાહ્યા દીકરા રે, મારૂં તન મન ધન રઘુવીર.
હે વિધિ તેં શું કર્યું રે, લૂટી લીધું દેખાડીને સુખ;
આવું કોને થાય નહિ રે, હા હા દૈવે દીધું ઘણું દુઃખ.
બાળક બાળપણે રે, મેં પાપીએ કાઢયાં વન;
સુમંત સાચું કહે રે, કયાં મૂકી આવ્યો પ્રાણજીવન.
ક્યાં લગી સંગ કર્યો રે, કયાંથી તું આવ્યો પાછો ઘેર;
રામે ત્યાં શું કર્યું રે, તે માંડી કહે મુજને પેર.
સુમંત થયો ગળગળો રે, નેત્ર સજળ થઇ બોલ્યો વાણ;
મહારાજ મેં ઘણું કહ્યું રે, પણ પાછા ન વળ્યા પુરુષપુરાણ.
હું શૃંગવેલ સુધી ગયો રે, ત્રણ દિવસ લગી રહ્યા નિરાહાર;
મુને પાછો વાળીયો રે, ગુહકે ઉતાર્યા ગંગા પાર.
દક્ષિણ દિશા ભણી રે, ગંગા ઉતરીને ગયા રામ;
તમને ઘણા કરી રે, રઘુપતિએ કહ્યા છે પ્રણામ.
સુણી એવું ભૂપતિ રે, રઉરકે લાગ્યો હુતાશન;
ગાઢે સ્વર થકી રે, રાયે કીધું શોક રુદન.

કંઠ મળી ગયો રે, અંગ પછાડે અવની માંહે;
રામ વિજોગનો રે, અંગે અગ્નિ લાગ્યો ત્યાંહે.
આરત નાદથી રે, પોકાર્યું રાયે રામનું નામ;
દેહ મૂકી દશરથે રે, પ્રાણ ગયા કહેતાં રામ.

વલણ.

રામરામ રઘુવીર કહેતાં, તજ્યા ભૂપે પ્રાણ રે;
હાહાકાર હવો તદા, સહુ રુદન કરે નિરવાણ રે.

ગીરધર.

———:o:———

## ભીખ વિષે.

ભીખ માંહીં નહિ ભોગ, ભીખથી જોગ ન સાધે;
ભીખ માંહીં નહિ માન, ભીખથી ભાગ્ય ન વાધે.
ભીખ નામ નિર્માલ્ય, ભીખથી ભારજ ખૂએ;
છે વરણ તુચ્છ તે સરવથી, ભીખ હોય હલકોં બહુ;
કવિ શામળ કહે શાણા સુણો, ભીખથી ભુંડું શું કહું.

દોહરા.

મોતથી ભુંડું માગવું, ધર્યો જન્મ તે ધીક;
કહેવો દાતા સૂમને, ભુંડી સહુથી ભીખ.

કાયર શુર વખાણવો, કૃપણ કહી દાતાર;
નીચને ઉંચ વખાણવો, ભારે ગ્રહેવો ભાર.

અધર્મી હોય અભાગીયો, અધિક જણાવે હઠ;
રીઝવવો રાજા કહી, ભીખને માથે ભઠ.

ગુણી કહેવો ગુણહીનને, સ્વલ્પ જ્ઞાની શઠ;
ન રહે બોલ નીમકતણો, ભીખને માથે ભઠ.

શામળભટ્ટ.

———

## ગરજ વિષે છપ્પા.

ગરજે જાય વિદેશ, ગરજ શિર ભાર ઉપાડે,
ગરજે વાજાં વાય, ગરજ તરવાર વજાડે;
ગરજે ગુણ ગણાય, ગરજથી ધન પણ ધીરે,
ગરજે મોંઘો માલ, નાખશે ઉંડે નીરે;
પામર જનને પિતા કહે, માઠા સંગ રહે મળી,
કવિ શામળભટ્ટ સાચું કહે, ગરજ જ સાકરથી ગળી.

ગરજે ઘેલા સાથ, જાય ડાહ્યો પણ દહાડી,
ગરજે નીચ ઘેર ઉંચા, લેજ લાખેણી લાડી;
ગરજે પંડિતરાય, મુરખની માને સેવા,
લક્ષપતિ તજી લાજ, ગરીબ ઘેર જાયે લેવા;
વળી ગરજે ગર્વ ઘટે ઘણો, ગરજે રોષ મૂકી રહે,
કવિ શામળ કહે વશ ગરજને, કવરણને કાકો કહે.

ગરજે સહુ વિષ વિષમ, પીએ છે પૂરણ પ્રીતે,
દંભી જનને દેખી, નમે નર ગરજે નિત્યે;
ગરજે નિર્મળ નાર, લાજ લાખેણી લોપે,
ગરજે સૂમની સેવ, ચાહે છે ચિત્તથી ચોંપે;
રાજા પણ ગરજે રંક ઘેર, પાળે પગલે પરવરે,
કવિ શામળભટ્ટ સાચું કથે, નેવ નીર મોભે ચઢે.

ગરજે ગુણકા નાર, જઇ નર આગળ નાચે,
ગરજે જોડે હાથ, ગરજ જાચક થઇ જાચે;
ગરજે ગુણીજન થાય, ગાયે ગુણવંતાં ગીત,
ગરજે શત્રુ સાથ, પરાણે માંડે પ્રીત;
નીરમાં મૂકે છે નાવડાં, તે બૂડે કિંવા તરે,
કવિ શામળ કહે ગરજે સહુ, કુડું કે રૂડું કરે.

શામળભટ્ટ.

# રખે રીઝતો રિદ્ધિસિદ્ધિ રળીને.

ભુજંગી છંદ.

કહે શું થયું જો ઘણું તું કમાયો,
કહે શું થયું પૂર્ણ પૈસો જમાયો;
અરે અંતકાળે જવું ઉછળીને,
રખે રીઝતો રિદ્ધિસિદ્ધિ રળીને.

ઉંચા વાસ ચોકખા ચુનાથી ચણાવ્યા,
તજી સર્વ તે સ્વર્ગ વાટે સિધાવ્યા:
વડા વાસ જોવા ન આવ્યા વળીને,
રખે રીઝતો રિદ્ધિસિદ્ધિ રળીને.

જીતી જુદ્ધમાં રાજ જેણે જમાવ્યાં,
મહા શત્રુનાં શીશ નીચાં નમાવ્યાં;
પડયા તે પ્રતાપી ધરામાં ઢળીને,
રખે રીઝતો રિદ્ધિસિદ્ધિ રળીને.

મહાસિંધુ સુદ્ધાંનું બ્રહ્માંડ મોટું,
ખરેખાત જોતાં દીસે સર્વ ખોટું;
ટકેલું ભલું તે જવાનું ટળીને,
રખે રીઝતો રિદ્ધિસિદ્ધિ રળીને.

ઘણા વેગવાળી જુઓ કાળ ઘંટી,
બધું વિશ્વ તેમાં પડયું જેમ બંટી;
દળી મારશે દેહ સૌના દળીને,
રખે રીઝતો રિદ્ધિસિદ્ધિ રળીને.

દલપતરામ.

# મોટા લોક.

### છપ્પા.

મોટા કેરૂં છિદ્ર, કાઢશે તે દંડાશે,
મોટા સાથે વેર, કરે તે સ્ત્રી રંડાશે;
મોટા સાથે પ્રીત, પીડા કોઇક દિને કરશે,
મોટા સાથે મમત, કીધે વણુમોતે મરશે;
વળી મોટાને જે ગુણુ કરે, તે આટા લૂણે જશે,
રંકની કીર્તિ રાજા કને, કરશે તો દુઃખીઓ થશે.
મોટા પાસે નેહ, કીજે તો ઘોડા બાંધે,
રાગ પણુ મોટા સાથ, કીજે તો કાળજું ચંધે;
મોટા આવે ઘેર, સવારથને તો તાકે,
મોટાથી વહેવાર, કરે તે આખર થાકે;
જે મોટા જન મૂરખ મના, તે સાથે નવ બોલીએ,
શામળ કહે એવા આગળે, મન પડદો નવ ખોલીએ.
મોટા સાથે વેર, કરે તે કારજ કુડું,
મોટા સાથે વેર, કરે તો ભાગ્યજ ભુંડું;
મોટા સાથે વેર, થયું તો જીવજ લેશે,
મોટા સાથે વેર, કરે તે કેદ રહેશે,
માનીએ વાત મોટાતણી, કદી નિંદા નવ કીજીએ,
શામળ કહે પ્રીતિ પૂર્ણુ જો, પણુ મોટાથી બીજીએ.
કરે ચોરી જે ચોર, એક દિન શીશ કટાવે,
કરે જારી જે જાર, માન મરજાદ મટાવે;
કરે ચાડી જે ચાડ, સુજશ જોતામાં જાય,
નિર્ધનનો વેપાર, કદી દેવાળું થાય;
જે મોટા સાથ મમત કરે, મોત વિના નિશ્ચે મરે,
નિરાશ રહ્યાથી પણુ નકી, કેમ અરથ એ સરે.

શામળભટ.

३८

# સ્વભાવ વિષે.

## છપ્પા.

કેસર ક્યારા માંહી, બરાસ કસ્તુરી એહેકે,
પાછળ કનકની પાળ, લક્ષવા મોતી લેહેકે;
ગંગા ગોમતી નીર, ઝવેર જડિત્ર જ ઝારી,
સોળ ધરી શણુગાર, સીંચે નરપતિની નારી;
એવી રીતે કદી ઉગીયો, લસણ છોડ ગંગાતટે,
બદબોઇ ઉડે પણ બહુ ઘણી, શામળ સ્વભાવ નવ મટે.
જળ તરવાને તુંબ, અગ્નિ ઓલવવા નીર,
ભૂખનું ઓસડ અન્ન, બાળનું ઓસડ ક્ષીર;
તાવ ઓસડ ઉપવાસ, ગૂમડે ડામજ દેવા,
વિવેક તો વશીકરણ, સમસ્ત પ્રકારે સેવા;
ઓસડ છે એક એકનાં, કોડે કોડે કહું કથી,
ભુંડા કે રૂડા સ્વભાવનું, શામળ કહે ઓસડ નથી.
કોઇ સ્વભાવે શીળ, તથા કોઇક તો તાતો,
કોઇ સ્વભાવે ઉદાર, કોઇ કરપી મદ માતો;
કોઇ જાર કો જુલમી, કોઇ દંભી કે ડાહ્યો,
કો પાપી પુણ્યવંત, કોઇને વ્યસને બાહ્યો;
કો હરામીને કો હેતુવો, કો હસમુખો હરિ ઘડયો,
શામળ સ્વભાવ જે જાતનો, પ્રથમ પડયો તે તો પડયો.
કોઈ વરણવે વેદ, ભેદ કો ભારે ભણિયો,
કો મૂરખ મહિપત્ય, કોઇ જ્ઞાનીમાં ગણિયો;
કોઇ કરે બહુ પુણ્ય, કોઇ કહેવાણા પાપી,
કોઇ સમજ્યા નહિ સત્ય, કોઇ જપમાળા જાપી;
કોઈ સુખદાતા સંસારને, કોઇ નીચ સઉને નડયો,
શામળ સ્વભાવ પલટાય નહિ, પ્રથમ પડયો તે તો પડયો.

**શામળભટ્ટ.**

---

# કવિ લૂંટાયા.

---

આ કવિતા લખનાર કવિ નરભેરામ ઘણી વાર ડાકોર જતા અને ત્યાં ભજનો બનાવી ગાતા. એક વખત તે રસ્તામાં લૂંટાએલા તેનું આ કાવ્ય છે.

દ્વારકાથી રણછોડજીને ડાકોર લાવનાર ભકત બોડાણાને ઉદ્દેશીને પણ કવિ નરભેરામે કાવ્યો લખ્યાં છે.

## ધોળ.

( રાતો ઘોડો રણપાખરિયો, શ્વેત ધર્યો શણગાર જોને:—એ રાગ. )

ધરમે ધોળાં નિત્યે ગાઇએ, ડાકોરવાળો ડાહ્યો વા'લા;
આંબા તળેથી બે જણ ઉઠયા, બ્રાહ્મણ દેખી ધાયો વા'લા. ૧

ઉભો રે' અલ્યા બ્રાહ્મણ તું તો, ત્યારે લાગી બીક વા'લા;
જુગત કરીને જોડો લીધો, ઠાકોરને છે ઠીક વા'લા. ૨

ભાંજ આપને ભાંજ આપને, એવું આવી કહે છે વા'લા;
અચરજ સરખું મુજને ભાસ્યું, લુગડાં એ તો લે છે વા'લા. ૩

પાઘડીને પહેલી લીધી, માથું કરિયું બોડું વા'લા;
હીંડી હાલી ઠાકોર આવ્યા, પાસે નો'તું ઘોડું વા'લા. ૪

દોટીમાં શું એવું કહીને, પછેડી પણ લીધી વા'લા;
જૂના લઇ નવા આપશે, કૃપા હરિએ કીધી વા'લા. ૫

જે જોઇએ તે માગી લ્યોને, ના કહ્યાનો નેમ વા'લા;
હાથપગ ને દોરી તુંબડી, રહી છે કુશળખેમ વા'લા. ૬

ચોખાનીનો કડકો પે'ર્યો, સર્વે દાન કરીને વા'લા;
ઉમળકો આણીને સોંપ્યું, નરભે તો હરિને વા'લા. ૭

જુનાં પુનાં વસ્તર મારાં, લાજ રહી તે માટે વા'લા;
રામકૃષ્ણ ગોવિંદ કરતાં, ચાલ્યા ઉભી વાટે વા'લા. ૮

લોક મળે તે એવું પૂછે, કહે બ્રાહ્મણ ક્યાં લૂંટયો વા'લા;
જીહ્વા મુખમાં સાજી છે તો, છોગાળોજી ત્રૂઠયો વા'લા. ૯

નહાના ભડકે દિવાળી ને, મોટે ભડકે હોળી વા'લા;
જન નરભાનાં વસ્તર લીધાં, લોક કહે છે કોળી વા'લા. ૧૦

'પણસોરા' ને ચોરે આવ્યા, ખબર કરી છે ખાંતે વા'લા;
બ્રાહ્મણ પટેલ દેસાઈ કહે, ભગત રહો નિચંતે વા'લા. ૧૧

દવારકા દેસાઇને જોરે, ભાઇએ કરિયું જોર વા'લા;
દ્યો રણશિંગુ વહાર કરોને, ઝાલી લાવો ચોર વા'લા. ૧૨

નરભો કહે એવું નવ કરવું, સમજાવ્યા નિરવાણ વા'લા;
નિત્યે પુનમે મારે જાવું, ખોસ્યો મારો પ્રાણ વા'લા. ૧૩

પછેડી તો તુર્ત મંગાવી, હાથ ભરીને લીધી વા'લા;
જૂનાં લઇને નવાં આપ્યાં, કૃપા હરિએ કીધી વા'લા. ૧૪

બે ચાર દિવસ જો રહે તો, બાજરી લખાય વા'લા;
જન નરભાને હેતે રાખ્યો, ગુણ હરિના ગાય વા'લા. ૧૫

પાંચે દિવસ કિરતન કરિયાં, બાજરી થૈ મણ બાર વા'લા;
વેઠીઆનાં મન દુ:ખાયાં, નરભે મેલ્યો પાર વા'લા. ૧૬

**નરભેરામ.**

---

# ઘડપણ.

## ધોળ.

ઘડપણ કેણે મોકલ્યું ? જાણ્યું જોબન રહે સૌ કાળ. ઘડ૦ ટેક
ઉંમર તો ડુંગર થયા રે, પાદર થયાં પરદેશ;
ગોળી તો ગંગા થઇ રે, અંગે ઉજળા થયા છે કેશ. ઘડ૦ ૧
નો'તું જોઇતું ને શીદ આવિયું રે, નો'તી જોઈ તારી વાટ;
ઘરમાંથી હળવા થયા રે, કહેશે ખૂણે ઢાળો એની ખાટ. ઘડ૦ ૨
નાનપણે ભાવે લાડવા રે, ઘડપણે ભાવે સેવ;
રોજને રોજ જોઇએ રાબડી રે, એવી બળી રે ઘડપણની એ ટેવ. ઘડ૦ ૩
આંખે તો સૂઝે નહિ રે, થરથર ધ્રુજે કાય;
ખાધું તો અન્ન પચે નહિ રે, વળી બેઠા નવ રહેવાય. ઘડ૦ ૪
પ્રાત:કાળે પ્રાણ માહરા રે, અન્ન વિના અકળાય;
ઘરના કહે મરતો નથી રે, તેને બેસી રહેતાં શું થાય. ઘડ૦ ૫
દીકરા તો જૂજવા થયા રે, વહુઅર દે છે ગાળ;
દીકરીઓને જમડા લેઇ ગયા રે, હવે ઘડપણના શા રે હવાલ ? ઘડ૦ ૬
નવ નાડીઓ જૂજવી પડી રે, આવી પો'ચ્યો કાળ;
બઇરાં છોકરાં ફટફટ કરે રે, નાનાં મોટાં મળી દે છે ગાળ. ઘડ૦ ૭
આવી વેળા અંતકાળની ત્યારે, દીકરા પધાર્યા દ્વાર;
પાંસળીએથી છોડી વાંસળી રે, તેણે લેઇ લીધી તેણી વાર. ઘડ૦ ૮
એવું જાણી સઉ હરિ ભજો રે, સાંભળજો સહુ સાથ;
પર ઉપકાર કરી પામશો રે, જે કાંઇ કીધું હશે જમણે હાથ. ઘડ૦ ૯
એવું નફટ છે આ વૃદ્ધપણું રે, મૂકી દો સૌ અહંકાર;
ધર્મના સત્ય વચન થકી રે, મહેતે નરસઈ ઉતરો ભવપાર. ઘડ૦ ૧૦

નરસિંહ મહેતા.

# મોત.

---

છપ્પા.

નાઠે મૂકે ન ભૂખ, દુઃખ નાઠે નવ જાએ,
નાઠે ન મૂકે ભોગ, રોગ નાઠે નવ જાએ;
નાઠે ન મૂકે તાવ, નાસવે ગ્રહ નવ છૂટે,
નાઠે ન રહે લક્ષ, ચોર કે હાકેમ લૂંટે;
વળી નાઠે મોત મૂકે નહિ, નાઠે કૂડો પાશ છે,
કવિ શામળભટ્ટ સાચું કહે, નામ તેહનો નાશ છે.
જે જાયું તે જાય, જેહ ખીલ્યું તે ખરશે,
ભરિયું તે ઠલવાય, ચડયું તે તો ઉતરશે;
લીલું તે સુકાય, નવું તે જૂનું થાશે,
આવરદા વશ સર્વ, કાળ સહુકોને ખાશે;
જો કિન્નરજન ને રાક્ષસો, દેવ ગંધર્વ ને દાનવી;
મઘવાદિક મોતે મરે, તો કોણ માત્ર આ માનવી!
(રે) ગયા ઇંદ્ર કંઇ ક્રોડ, ગયા બ્રહ્મા કંઇ ભૂલ્યા,
ગયા કરોડો કામ, અડગ શૂરા પણ ભૂલ્યા;
ગયા દેવ દિગ્પાળ, ગયા માંધાતા મહિપત,
ગયા દિલિપ હરિશ્ચંદ્ર ગયા છાકેલા છત્રપત;
વળી ગયા જનક ને જાદવો, જે વળી લાવ્યા જાહ્નવી,
થાવર કોઇ રહ્યા નહિ, તો કોણ માત્ર આ માનવી?
મારૂં મારૂં કરે મૂઢ, કારમી કાયા માયા,
અજ્ઞાને આરૂઢ, અંધ થઇ ધંધે ધાયા;
આ મારૂં ઘરસૂત્ર, પુત્ર મારો પરણાવું,
ઘડપણે પાળે મને, આજ ભલી ભાત ભણાવું;

પણ એ દીપક છે વાયુમાં, કાચો કુપ્પો કાચનો,
શામળ કહે મૂઢ મમતા કરે, એવા શરીર અસાચનો.
જાય જોરાવર શર્ણુ, પ્રીતે પાતાળે પેસે,
પેસે અરણુવ નીર, મેરુ માથે જઇ બેસે;
જાય શેષને શરણુ, રવિ રથ આગળ ચાલે,
મંત્ર જંત્રના જાપ, કરી મઘવા સંઘ મ્હાલે;
કદિ સંચ પ્રપંચ કરે ઘણા, રવિમંડળ બાધું અટે,
પણ શામળભટ્ટ સાચું કહે, મરવાનું તો નહિ મટે.

શામળભટ્ટ.

---

# શૂરાનો માર્ગ.

---

( રાતો ઘોડો રણુપાખરિયો, શ્વેત ધર્યો શણુગાર જોને!—એ રાગ. )

હરિનો મારગ છે શૂરાનો, નહિ કાયરનું કામ જોને;
પરથમ પહેલું મસ્તક મૂકી, વળતી લેવું નામ જોને. ૧
સુત, વીત, દારા, શીર સમરપે, તે પામે રસ પીવા જોને;
સિંધુ મધ્યે મોતી લેવા, માંહિ પડયા મરજીવા જોને. ૨
મરણુ આગળે તે ભરે મૂઠી, દિલની દુગ્ધા વાયે જોને;
તીરે ઉભો જુએ તમાસો, તે કોડી નવ પામે જોને. ૩
પ્રેમે પંથ પાવકની જ્વાળા, ભાળી પાછા ભાગે જોને;
માંહિ પડયા તે મહાસુખ માણે, દેખનારા દાઝે જોને ૪
માથા સાથે મોંઘી વસ્તુ, સાંપડવી નહિ સે'લ જોને;
મહાપદ પામ્યા તે મરજીવા, મૂકી મનનો મેલ જોને. ૫

પ્રીતમદાસ.

---

# મહારાણો પ્રતાપ

( અનુષ્ટુપ્ )

નમું વીર્યભરી વાણી, ભારતી પુણ્ય દેશની;
યાચતાં હું કૃપા તારી, ચીતરૂં મૂર્તિ વીર્યની.
ધર્મની દેશભક્તિની, ધીરવીર પ્રતાપની,
યોગીમાં શ્રેષ્ઠ યોગીથી, રામના પુણ્ય વંશની.

ગઢવી:—

મેવાડી વીર ભૂમિના, બાપા રાવળ વંશના;
પ્રચંડ સૂર્ય તણા પ્રાણે, પૂરેલા નિજ ગાત્રના.
રામચંદ્ર પ્રતાપીના, રક્તના સ્રાવથી ભર્યા;
રાજ્યપુત્ર રણે ધીરા, મૌલિના મણિ તેમના.
હાય! તારા પિતાઓએ, દુઃખ વેઠી રણે રણે;
મેળવેલું મહા કષ્ટે, પ્રાણ ને રક્ત રેડીને.
પુણ્ય પુઞ્જ પ્રકાશેથી, ફેડતાં નિજ શત્રુને;
મહારાજાધિરાજોના, રાજ્યનું શ્વેત છત્ર તે.
જેને આલંબીને ઉભી, મોહિની વીર્યની ભરી;
રાજ્યલક્ષ્મી તણી જ્યોતિ, ચંદ્રની શાળી છાંય શી.
રોળાયા જેવું તે આજે, તેજ મેવાડ ભૂમિમેં;
ધૂળમાં શીદ જોવાને, જીવાડ્યો દૈવ તેં મને!
રાજ્ય ને દેશ—ભક્તિના, ધર્મ—સૂત્રની માળમાં;
સંકેલી પ્રાણને મ્હાલ્યા, સંગ્રામો જેમ લગ્નમાં.
જન્મથી જન્મભૂમિના, ભક્ત ને રાજબીજ જે;
મ્હાવતો બાપ્પ! તેં દીઠા, કપાતા રણયજ્ઞમેં.
ત્હોય તેં શું કર્યું એવું, કઠીણું હૃદયું ઘણું;

લૂછતાં લોહીની ધારા, નેત્રમાં આવતી કહ્યું.
જન્મભૂમિ તણા ઋણે, 'હરહરિ' ઘોષણા કરો;
સ્વાતંત્ર્યના મહા મોક્ષે, યજ્ઞમાં પ્રાણ પાથરો.
સાંભળી બાપુ તારી એ, વીરની જયઘોષણા;
ઉછળીને પડયા વીરો, સંગ્રામે રામ બોલતા;
કાળની મૂર્તિના જેવા, શત્રુનાં શિર કાપતા,
રૂધિરે ખરડયા અંગે, કીર્તિ નિશ્ચળ ભેટતા.
ખોયા તેં હાય ! એવાને, તોયે બાપ પ્રતાપ તેં;
છોડયું નહિં જરા ધૈર્ય, માંડયું યુદ્ધ ફરી અને.
રાજ્યભોગ તણા રંગે, ભરેલા રાજ્યમ્હેલને;
ઉખેડયા ભૂતળેથી તેં, શત્રુને વીતવા રણે.
પ્રાણથી પણ વ્હાલી ને, પુત્રથી અધકી ઘણી;
રાજ્યભક્ત પ્રજા તારી, ગ્રામને જોઇ છોડતી.
ને તેમના વિલાસોની, લક્ષ્મીની રેલથી ભરી;
હવેલીઓ હાય તેં દીઠી, ઉખડી મૂળથી જતી!
અસહ્ય દર્દ સહ્યું આ જે, વીરધીર શિરોમણિ;
વાણીએ ના કહ્યું જાયે, દાસથી દીનવૃદ્ધથી!
આજ તોય વિતાવી તું, ધૈર્યમર્યાદ એકલો;
જોઉં ઉભો વને ભાલો, ઝાલીને વ્યગ્ર ચિત્તનો.
રાજબાળ સુતાં તારાં, ઝોળીએ વનવૃક્ષમાં;
અને હાય પ્રતાપી શું, ભાખરો એક અન્નમાં!
ભૂખે આ ટળવળે તારી, રાજકન્યા સુકોમળી;
દૈન્ય પુતળી જેવી, સામું જોતી વળી વળી!
દુઃખ આ દેખીને તારૂં, રોતી શી હરિણી બધી;
વૃક્ષ ને વૃક્ષની વલ્લી, અશ્રુને ઢાળતી જતી.
વસુંધરા ના સહે તારા, દુઃખનો ભાર હાલતી;
દુઃખથી ડોલતા પ્હાડો, અશ્રુસ્રાવ સરી જતી.

આભથી અશ્રુની ધારા, વર્ષે રાજર્ષિ! જો જરી;
આર્તવાણી વનશ્રીની, પક્ષીને કંઠ નીસરી.
હાય હાય તણી વાણી, દુ:ખની સૃષ્ટિ ઉચ્ચરી;
રડે છે રાજ આજે આ, કાને કેમ ધરે નહિ!!

ધર્મપાળ દેવદૂત:—

અહા!-શી દર્દની વાણી? દેવનેય રડાવતી;
ધૈર્ય ને ધર્મના સ્થંભે, અંગને ઢાળી સાંભળી!

મગનભાઇ ચતુરભાઇ.

---

# ભામાશાની દેશભક્તિ.

---

રા. મગનભાઇ ચતુરભાઇ પટેલે ક્ષાત્રપાળ મહારાણા પ્રતાપ એ નામનું એક વીરરસનું કાવ્ય લખ્યું છે, તેમાંથી આ ભાગ લીધેલો છે. લડાઇમાં પ્રતાપ હાર્યો છે, લશ્કર ટકાવવા જેટલું ધન રહ્યું નથી, અને મેવાડનો ત્યાગ કરવા તૈયાર થયો છે, તેવામાં મંત્રી ભામાશા આવે છે.

ભામાશા:—(મોટેથી બોલતો)

થોભો વીર જરા થોભો, માત મેવાડ આંસુડે;
વ્હાડની ખીણુ પૂરીને, પૂરમાં સર્વ લોકને.
તાણુતી દુ:ખ દેખી ને, આપણાં અવધી વનાં;
રાંકડી આ પ્રજાનાં ને, વીર વ્હાલાં સુપુત્રનાં.
કોની ઓથ મૂકી ચાલ્યા, એકલી વૃદ્ધ માતને;
કોના છત્ર તણી છાંયે, પ્રજાને બાંધી છાંયડે?

રાણે ન્હોતું કરી પ્હેલું, પ્રજાના સ્નેહની પ્રતિ;
હદે હાય? કર્યું આવું, કઠીણું વજ્રના થકી.
બાપુ! વીર સહે દુઃખો, દુઃખના સહવાસથી;
પ્રજા તો બાપડી ત્રાસે, સ્વપ્ને દુઃખ દીઠું નથી.
રાંકડી અન્ન છોડીને, નારી ને બાળકો સહી;
આંખમાં આંસુ લાવીને, સાંભળ્યું આમ જ્યારથી.
છૂટે મોંઢે રડે રાણા, તુર્કને શર્ણ મૂકીને;
જતાં લાજ લગારે ના, લાગે મેવાડ વંશને?

પ્રતાપ—( મનમાં )

હાય હાય દુઃખી શબ્દો, મર્મનાં સ્થાન ભેદતા;
સાંભળી સાંખવાનાય, આવ્યા દિન પ્રતાપના!
પ્રજાનો આર્ત પોકાર, સુંસરો હૃદયમાં પડે:
સાંકળે નુંધિયો હસ્તી, ત્રાડ પાડી મને રડે!
દેવનો કેર કારી આ, શીદ જીવાડતો મને;
જીવાડયો તો અરે શાને, ખુટાડયું સૈન્ય તેં રણે!

ગઢવી:—

પ્રજાનાજ વિનોદાર્થે, રાણો પ્રાણ ધરી રહ્યો;
ત્હોય વૃદ્ધ વદો શાને, શબ્દ આ મર્મ ભેદનો?
સામગ્રી યુદ્ધમાં આવી, જુઓ છો આજ સાજમાં;
મેવાડના વીર રાણાની, છોડતાં કૈંક આશમાં.
હાલમાં આપણી ધર્ણી, સૈન્યને પૂર જોસમાં,
લાવીને આવતાં પાછા, શત્રુનું દળ કાપતાં;
રાણાનું છત્ર સ્થાપીશું, ધૈર્ય કાળ અનંતમાં.
ભામાશા ધૈર્ય ધારીને, કૈંક કાળ વિતાવશો;
ધૈર્યનું ફળ મીઠું છે, પ્રજા શાન્ત પમાડશો.
પ્રજાનું દુઃખ ચીરે આ, રાણાનું હૃદ કુમળું;
તોય તેજ પ્રજા અર્થે, વજ્રશું કઠિણું કર્યું!

પ્રતાપઃ—( આવેશમાં )

છોડ હે! ગઢવી તારી, યુક્તિઓ ધૈર્યની બધી;
કાને કેમ સૂણી જાએ, પ્રજાની બૂમ દુઃખની.
હાય! હાય! હદે મારૂં, ધૈર્ય તે ના હવે ધરે;
એકલે હાથ સંગ્રામે, ઘૂમવા શત્રુ સૈન્યમેં.
તલ્પીને ઊઠતું આવી, વૃદ્ધની વાણી સાંભળી;
વીર મારી પ્રજા દુઃખે, યોદ્ધાનાં મર્મ ભેદતી!

ભામાશાઃ—

એકલે હાથ શે બાપુ? પ્રજા મેવાડની ગણી;
બાયલી શું? જહીં પાકી, વીર વંશની આવળી!
વીર એજ ધરા માંહી, મોળું બીજ હશે કદી;
રાણા શું આ વદો છો જે, શર્માવે કૂખ માતની?
પ્રજાની રિદ્ધિ સિદ્ધિ ને, પ્રજાનાં બાળકો બધાં;
દેશ ને રાજ્યનાં સર્વે, વીર મેવાડ ભૂમિનાં.
દેશના દુઃખના કાળે, પ્રજાની સુંદરી બધી;
તેય શસ્ત્ર ધરી હસ્તે, સંગ્રામે કાળના સમી.
વિત્ત જે દેશમાંથી આ, એકઠું રાજ્યના બળે;
ન્યાય ને શાન્તિની છાંયે, પ્રજાએ સંઘર્યું કળે.
દેશને અર્થ ખર્ચાયે, સ્વાર્થ એ વિત્તનો સરે;
શત્રુનાં હૃદય કંપાવી, દુઃખનાં અશ્રુ નીતરે.
ધિક્કૂ એ વિત્તને જો તે, આવે કાળ ઝરે નહિ;
દેશ ને રાજ્ય–સેવામાં, વિત્ત ન્હૈ ઝેર તે સહી.
ચૂસી દુષ્ટ મરે સ્વાર્થી, પાપના ભારને વહી;
સૃષ્ટિના તુચ્છકારે તે, જીવતાં મરશે ઝૂરી.
વીરની આ ધરિત્રીમાં, એક એવો નથી કદી;
દેશસ્વાતંત્ર્યને અર્થે, પ્રાણ દેતાં હઠે જરી.

બાર વર્ષ લગી રાખો, લાખોનું સૈન્ય વીરનું;
અર્ચને અર્થ રાણાજી, લૂંટો ભંડાર ભામનું.
વિત્ત એ રાજસેવાની, સામગ્રી હર્ષથી કરો;
વૃદ્ધ ભામા તણું હર્ષે, હદે આ રાજવી ભરો!
પ્રજાની લક્ષ્મીની રેલ, દેશના ચર્ણસ્પર્શથી;
પવિત્ર આજને દહાડે, રાણાજી હાથથી કરો.

ધર્મપાળ દેવદૂતઃ—

અહા! દેવ જુએ સ્થંભી, વીર મેવાડ દેશમાં;
વીર્યનાં પૂતળાંનો આ, દિવ્ય સંસાર સ્વર્ગમાં!
ધન્ય આ દેશની ભૂમિ, રાણો વીર પ્રતાપ છે;
વીર સર્વે અહા! સૃષ્ટિ, પ્રજા જ્યાંની પ્રવીર છે!
ધન્ય જ્યાં આ ત્રિપૂટીનો, સ્વર્ગી સંયોગ થાય છે;
ઉદ્ધારે ધર્મને જાતે, સ્વર્ગનું સ્વર્ગ આજ છે.

પ્રતાપઃ—

વ્હાલા ભામા રણે રાખ્યો, રંગ તેં રજપૂતનો;
આવ ભેટ મને હર્ષે, સુખાળો જન્મ તાહરો.
આપણી જન્મભૂમિને, આખા આર્યપ્રદેશને;
આર્યના ધર્મ વ્હાલાને, સાચવ્યો અંતને સમે.
વ્હાલા વીર વળો પાછા, શસ્ત્રને સજ્જ સૌ કરો;
ઉછળી શત્રુના સૈન્યે, વાઘ જેવા તૂટી પડો.
માંસ ને રક્તનો નિશ્ચે, નાશ આ સૃષ્ટિમાં લખ્યો;
આત્માની દિવ્ય જ્યોતિમાં, મૃત્યુ દેહ પ્રજાળતો.

મગનભાઈ ચતુરભાઈ.

---

# હલદીઘાટનું યુદ્ધ.

( દિવ્ય છંદ )

"વીરા ! ચાલો ઝટ રણમાં,
કાઢો તાતી તલવાર !
હર હર હર નાદે ઘૂમતા,
કરીએ અરિનો સંહાર !

રણધીરા હે રજપૂતો,
મુજ અંગતણા શણગાર !
રે ચાલો હલદીઘાટે,
શૂરા બાવીસ હજાર !"

"વીરા ! શું શૌર્ય ગયું છે ?
શું રજપુત થશે ગુલામ ?
મેવાડ પરાધીન બનશે ?
શું જશે સિસોદિય નામ ?

નહિ, નહિ, નહિ, રણમાં ચાલો,
ઝળકાવો તમ હથિયાર !
રે ઘૂમો રાણા સાથે,
શૂરા બાવીસ હજાર !"

"વીરા ! તમ આજે રણમાં,
વ્હેશે અસ્ખલિત પ્રવાહ;
રજપુત ગૌરવ હજી પણ છે,
તે જોશે અકબરશાહ !

રે આજ પ્રતાપ પ્રતાપે,
ઘૂમી રહેશે રણમોઝાર;
ને સાથે ઝૂઝશે તેના,
શૂરા બાવીસ હજાર !"

"ગર્જન કરી એમ પ્રતાપે,
ઝૂકાવ્યું રણે શરીર;
હોકાર કરી ત્યાં ઉછળ્યા,
રાઠોડ, સિસોદિય વીર.

ચંદાવત, સંગાવત ને,
ઝાલા, ચોહાણ, પરમાર;
રિપુને હણવાને કૂદ્યા,
શૂરા બાવીસ હજાર !"

"મોગલ યુવરાજ સલીમ ને,
અંબરપતિ મહાવીર માન;
લઈ સૈન્ય અસંખ્યજ ઉભા,
કંઈ સિંધુતરંગ સમાન.

પણ મૃગટોળામાં કૂદે,
વનરાજ કરી હોકાર;
ત્યાં કૂદ્યા તેમ પ્રતાપી,
શૂરા બાવીસ હજાર !"

"ધડ ધડ ધડ થાય ધડાકા,
ખૂબ તોપ તણા ચોપાસ;
કડ કડ કડ તૂટી પડતું,
નીચે આવે આકાશ !

તેને ન જરા ગણકારી,
  ધરી અંતર શૌર્ય અપાર:
ત્યાં મૃત્યુમુખે હોમાતા,
  શૂરા બાવીસ હજાર !"

"આજે નથી પાછું ફરવું,
  સમરાંગણ છે અવસાન:
રિપુને હણવું કે મરવું,
  છે એજ અમારી લ્હાણ !

એવું કહીં સહુ ઝુકાવી,
  મોગલને મારે માર;
રે રેલ સમા ત્યાં રેલે,
  શૂરા બાવીસ હજાર !"

"રણવીર પ્રતાપ બધે ત્યાં,
  કરતો ઘૂમી નાદ પ્રચંડ;
ખરૂં આજ પ્રકાશિત કીધું,
  રણમાં નિજ શૌર્ય અખંડ !

ભેદી અરિહાર ધસ્યો તે,
  ખુદ સલીમ હતો જે ઠાર;
હર હર હર કરતા ગરજ્યા,
  શૂરા બાવીસ હજાર !"

"આકાશ ધરા ત્યાં કંપ્યાં,
  ડોલે ચૌદે બ્રહ્માંડ !
રણક્ષેત્રે આરંભાયો,
  શો ભીષણ હત્યાકાંડ.

ઢગના ઢગ વીરો પડતા,
નહિ શબનો કાંઇ શુમાર;
લડતા અગણિત મોગલ ને,
શૂરા બાવીસ હજાર!"

"માર્યા રક્ષક ને મ્હાવત,
રાણાએ રાખી રંગ;
ને સલીમતણા ગજ પર ત્યાં,
નિજ અશ્વ માર્યો છલંગ!

પણ ગજ નિજ પતિને લઇને,
ત્યાંથી નાઠો તે વાર;
રાણા સહ પાછળ દોડયા,
શૂરા બાવીસ હજાર!"

"'અલ્લા હો અકબર કરતા,
ત્યાં કૂદ્યા મોગલ સર્વ;
નથી ભીરુ બન્યા હજી કાંઇ,
નહિ રણમાં ખોશે ગર્વ.

ત્યાં ફરી વળી ચોપાસે,
કીધો પ્રભુનો ઉદ્ધાર;
ને ઘેર્યાં રાણા સાથે,
શૂરા બાવીસ હજાર!"

પણ વીર્ય અપૂર્વજ કાંઇ,
તે પ્રતાપ કેરૂં આજ!
એકલડો સોની વચ્ચે,
તે ઘૂમી રહ્યો સિંહરાજ!

અર્જુન શું આજે તેનો,
યશ પામ્યો છે વિસ્તાર !
હા ધન્ય પ્રતાપ ! અને તુજ,
શૂરા બાવીસ હજાર ! ”

“ એ યુદ્ધથકી ત્રણ વેળા,
રજપૂત યોદ્ધા દઇ પ્રાણ;
ઉગારી લાવ્યા બળથી,
નિજ રાણાને નિર્વાણ.

પણ જોઈ વીરો નિજ પડતા,
ફરી ભેદી ધસ્યો અરિહાર !
નહિ જાણ્યું હવે નથી સઘળા,
શૂરા બાવીસ હજાર ! ”

“ અતિ રોષ થકી બની ગાંડા,
ઘેર્યો રાણાને ત્યાંય;
ઝબ ઝબ ઝબ ચપળા જેવી,
ચમકી અસિઓ રણમાંય !

જાણે ન પ્રતાપ હવે કંઇ,
મોગલથી બચે લગાર;
નથી રહ્યા હવે સહુ તેના,
શૂરા બાવીસ હજાર ! ”

“ એ સ્થિતિ રાણાની જોઇ,
ઝાલાપતિ લઇ નિજ વીર;
મૂકી છત્ર પ્રતાપનું માથે,
રણમાં દોડયો રણધીર !

દિલ્હીશ્વર કેરૂં ઉલટયું,
ત્યાં સૈન્ય અસંખ્યજ ત્યાર;
રે ટપટપ ધરણી ઢળતા,
શૂરા બાવીસ હજાર!"

"પણ રિપુને હણતા પહોંચ્યા,
વીર રજપૂત રાણા પાસ;
છોડાવી મૃત્યુમુખમાંથી,
લાવ્યા રજપુતની આશ!

પણ ઝાલાવીર પડયો ત્યાં,
નિજ ધર્મ બજાવી સાર;
ને રત્ન સહસ્ર ગુમાવ્યાં,
શૂરા બાવીસ હજાર!"

"ધડ ધડ ધડ થાય ધડાકા,
ખૂબ તોપ તણા ચોપાસ;
કડ કડ કડ તૂટી પડયું,
નીચે આજે આકાશ!

એ સૈન્ય અસંખ્ય વિષેથી,
નીકળ્યા રજપૂત પછી બ્હાર;
નહિ ફર્યા અરે કંઇ સઘળા,
શૂરા બાવીસ હજાર!"

* * *

"રાણાએ તે દિન અંતે,
છોડયું રણુ હલદીઘાટ;
પણ જગતે જોયો તેની,
શૂરી અસિનો ચળકાટ.

નથી ભારત જન કદી ભૂલ્યા,
એ યુદ્ધતણા ભણકાર;
સહુ સ્મરે પ્રતાપ અને તે,
શૂરા બાવીસ હજાર !"

"હા ધન્ય વીરા રજપૂતો !
છે ધન્યજ તમ તલવાર !
શું કીર્તિ તમારી જગમાં,
કદી કરમાશે પળવાર ?

ઘર ઘર અહીં હરનિશ ગાશે,
તમ શૌર્યગીતો નરનાર !
રે ધન્ય પ્રતાપ અને એ,
શૂરા બાવીસ હજાર !"

અ. ફે. ખબરદાર.

---

## —:શિકારીને:—

---

રહેવા દે ! રહેવા દે ! આ સંહાર યુવાન તું;
ઘટે ના ક્રૂરતા આવી, વિશ્વ આશ્રમ સન્તનું.
પંખીડાં, ફૂલડાં રૂડાં, લતા આ ઝરણાં તરુ;
ઘટે ના ક્રૂર દષ્ટિ ત્યાં, વિશ્વ સૌન્દર્ય કુમળું.
તીરથી પામવા પક્ષી, વ્યર્થ આ ક્રૂરતા મથે;
તીરથી પક્ષી તો ના ના, કિન્તુ સ્થૂલ મળી શકે.

પક્ષીને પામવાને તો, છાનો તું સૂણુ ગીતને;
પક્ષી તેના પ્રભુ સાથે, હૈયામાં મળશે તને.

સૌન્દર્યો વેડફી દેતાં, ના ના સુન્દરતા મળે;
સૌન્દર્યો પામતા પહેલાં, સૌન્દર્ય બનવું પડે.

સૌન્દર્ય ખેલવું એ તો, પ્રભુનો ઉપયોગ છે;
પોષવું, પૂજવું એને, એ એનો ઉપભોગ છે.

રહેવા દે! રહેવા દે! આ સંહાર યુવાન તું;
બધે છે આર્દ્રતા છાઈ, તેમાં કૈં બળવું ભલું.

કલાપી.

---

# 'પ્રભુનાં પગલાં.'

—:૦:—

વસે જ્યાં દર્દી દુઃખીઆરાં, વસે વા'લાં વિયોગી જ્યાં;
વસે જ્યાં શૂદ્ર ને કાળાં, નિહાળો ત્યાં ચરણુ મારાં. ટેક૦

વસું વિદુરને ફળીએ, વસું શવરીની ઝુંપડીએ;
સુદામાની મઢુલીએ, નિહાળો ત્યાં ચરણુ મારાં. વસે૦ ૧

કરે ખેડુત ખેતી જ્યાં, સડક બાંધે મજુરો જ્યાં;
વસે જ્યાં ઉર હરિયાળાં, નિહાળો ત્યાં ચરણુ મારાં. વસે૦ ૨

ધરી ફાટયાં તુટયાં કપડાં, ભૂખે ભરખી રહે ટુકડા;
વળી બેડોળ કદવાળા, સુદામા છે મને વ્હાલા. વસે૦ ૩

શ્રીમંતો છે મને વ્હાલા, ગરીબ એથી વધુ વ્હાલા;
પરંતુ દિનના સેવક, સદા મુજ પ્રાણુ આધારા. વસે૦ ૪

હંસરાજ.

---

# વૈષ્ણવ જન.

રાગ આશાવરી.

વૈષ્ણવ જન તો તેને કહીએ, પીડ પરાઇ જાણે રે;
પરદુઃખે ઉપકાર કરે તોયે, મન અભિમાન ન આણે રે. વૈષ્ણવ. ૧
સકળ લોકમાં સહુને વંદે, નિંદા તે ન કરે કેની રે;
વાચ કાછ મન નિશ્ચળ રાખે તો, ધન ધન જનની તેની રે. વૈષ્ણવ. ૨
સમ દૃષ્ટિ અને તૃષ્ણા ત્યાગી, પર સ્ત્રી જેને માત રે;
જિહ્વાથકી અસત્ય ન બોલે તો, પરધન નવ ઝાલે હાથ રે. વૈષ્ણવ. ૩
મોહ માયા વ્યાપે નહિ જેને, દૃઢ વૈરાગ્ય જેના મનમાં રે;
રામ નામ શું તાળી લાગી, સકળ તીરથ તેના તનમાં રે. વૈષ્ણવ. ૪
વણ લોભી ને કપટ રહિત છે, કામ ક્રોધને નિવાર્યા રે;
ભણે નરસઇયો તેનું દરશન કરતાં, કુળ ઇકોતેર તાર્યા રે. વૈષ્ણવ. ૫

નરસિંહ મહેતા.

# ગુજરાત.

આપણે ગુજરાતમાં રહીએ છીએ. આ પ્રદેશનું પ્રાચીન કાળમાં ગુજરાત એવું નામ નહોતું. એ શબ્દના મૂળ માટે જુદાં જુદાં અનુમાન થાય છે. કેટલાક તેને ગુર્જરત્રા એ શબ્દ ઉપરથી થએલો માને છે. ગુર્જરત્રા એટલે ગુર્જરોએ રક્ષણ કરેલી ભૂમિ. કેટલાક તેનું મૂળ 'ગુર્જર રાષ્ટ્ર' તે ઉપરથી ગુર્જરરટ્ટ અને ગુજરાત એમ માને છે; પણ હાલ ઘણા વિદ્વાનો 'ગુર્જરરાષ્ટ્ર' ઉપરથી ગુજરાત શબ્દ થયો હોય એમ માનતા નથી. ગુર્જરત્રા શબ્દ વપરાતો હતો તે પહેલાં

ગુર્જરદેશ એ શબ્દ વપરાતો હતો, અને તે પહેલાં ગુર્જરાણાં જનપદ: એ શબ્દ વપરાતો હતો. આશરે શક સંવત ૭૦૦ માં એટલે વિક્રમ સંવત ૮૩૫ કે ૮૩૬ માં સૌથી પહેલો ઉલ્લેખ 'ગુર્જરદેશ' થયો હોય એમ મળી આવે છે; પણ આ નામ હાલના ગુજરાતને માટે નહિ, પણ રજપુતાનામાં આબુથી આસરે પચાસ માઇલ વાયવ્યમાં આવેલું શ્રીમાળ અથવા ભિન્નમાળ જેની રાજ્યધાની હતું, તે પ્રદેશને માટે વપરાયું છે.

સાધારણ રીતે દેશનાં નામ નરવાચક હોય છે, અને "ગુર્જરત્રા" એ શબ્દ નારીવાચક છે, તે કદાચ કોઇ બીજા દેશી શબ્દનું સંસ્કૃત રૂપ હોય, અથવા આપણે સાધારણ ભાષામાં 'ગાંડી ગુજરાત' 'ગરવી ગુજરાત' વગેરેમાં નારીવાચક શબ્દ બોલીએ છીએ તેમ પણ વપરાયો હોય.

ગુજરાત એ શબ્દનું મૂળ ગમે તે હોય, તો પણ તેને 'ગુર્જર' એ શબ્દ જોડે સંબંધ છે તે નિર્વિવાદ છે. ગુર્જર એ એક જાતિનું નામ છે. ગુર્જરોનો મુખ્ય ધંધો પશુપાલન હતો, અને તે રખડતી જાતિ હતી. કેટલાક હૂણ જોડે સંબંધ રાખતી જાતિ હતી તેમ માને છે. વિદ્વાનો એમ ધારે છે, કે વલ્લભીપુરનો નાશ કરનાર અને ગુજરાતનું રાજ્ય સ્થાપનાર ગુર્જર અથવા ચૌરા (ચાવડા) લોક હશે. તેઓ રશિઆના સીમાડા ઉપર આવેલા જ્યોર્જીઆ પ્રાન્ત જેને ગુર્જસ્થાન પણ કહેવામાં આવે છે, ત્યાંથી બીજી આર્ય વગેરે પ્રજાઓની માફક પ્રાચીન સમયે હિન્દુસ્તાનમાં આવ્યા હશે, અને પ્રથમ પંજાબમાં, પછી મારવાડમાં, અને પછી ધીમે ધીમે આગળ વધીને ગુજરાતમાં વસ્યા. પંડિત ભગવાનલાલ ઈંદ્રજીના મત પ્રમાણે ગુર્જરો ઇ. સ. ૪૦૦ થી ૬૦૦ ના સમયમાં ગુજરાતમાં આવ્યા હશે.

પંજાબમાં અને રજપુતાનામાં હજી ગુર્જર જાતિ છે. પંજાબમાં ગુજરાત શહેર છે, તે નામ ગુર્જરો ઉપરથી પડયું લાગે છે. કેટલીક

નાતો મારવાડમાંથી ગુજરાતમાં આવેલી એમ તે નાતોનાં નામ તથા ઇતિહાસ ઉપરથી માલમ પડે છે. તેમાં ઓસવાળ, મેવાડા બ્રાહ્મણ, શ્રીમાળી બ્રાહ્મણ, શ્રીમાળી વાણીઆ, ઝારોળા બ્રાહ્મણ, ઝારોળા વાણીઆ, અગરવાલ વાણીઆ, સાચોરા બ્રાહ્મણ, એ મુખ્ય છે. આ બધી નાતો ગુર્જર છે એમ કહી શકાય નહિ. કેટલીક નાતોમાં નામની આગળ ગુર્જર શબ્દ હાલ પણ લાગેલો છે; જેવી કે ગુર્જર બ્રાહ્મણ, ગુર્જર વાણીઆ, ગુર્જર સુતાર, વગેરે.

આ દેશ ગુજરાત કહેવાયો તે પહેલાં તે ત્રણ ભાગમાં વહેંચાએલો હતો, અને તે ત્રણે ભાગનાં નામ જુદાં હતાં. પશ્ચિમનો ભાગ સૌરાષ્ટ્ર હતો; તેમાં હાલના કાઠિઆવાડનો ઘણો ભાગ આવી જતો. દક્ષિણનો ભાગ લાટ દેશ કહેવાતો; તેનો વિસ્તાર મહી નદીથી તાપી નદી સુધી હતો. ભૃગુકચ્છ એટલે ભરૂચ લાટનું પાટનગર હતું. બાકીનો આબુથી મહી સુધીનો ઉત્તરનો પ્રદેશ આનર્ત્ત દેશ કહેવાતો; આનર્ત્તનો ભાગ અણહીલપુર પાટણ વસ્યું, તે સમય પહેલાં લગભગ ઉજ્જડ હતો. ગુર્જરોના આવ્યા પછીથી આ ભાગમાં વસાહત થઈ.

સૌરાષ્ટ્રમાં તો ઘણા પ્રાચીન સમયથી આર્યોની વસાહત થએલી હતી. મહાભારતના સમયમાં શ્રીકૃષ્ણ દ્વારકામાં રાજ્ય કરતા હતા. ત્યાર પછી યાદવોનું શું થયું તે હાલ માલમ નથી. વચલા કેટલાએ સમયનો ઇતિહાસ હજી ઢંકાએલો છે. ચંદ્રગુપ્ત મૌર્ય (ઇ. સ. પૂર્વે ૩૨૧ થી ઇ. સ. પૂર્વે ૨૭૯) ના સમયમાં સૌરાષ્ટ તેના કબજામાં હતું, તે એક શિલાલેખ ઉપરથી માલમ પડે છે. ગિરનારની પાસે એક બંધ બાંધીને ખેતીને માટે નહેરો કરવા માટે તેના સુબા પુષ્યગુપ્તે સુદર્શન તળાવ બાંધ્યું હતું. તે કામ ચંદ્રગુપ્તના પૌત્ર પ્રિયદર્શી અશોકના (ઇ. સ. પૂર્વે ૨૩૨–૨૩૧) સમયમાં ત્યાંના સુબા રાજા તુષ્પપ જે જાતે ઇરાની હતો તેની દેખરેખ નીચે પુરૂં થયું. લગભગ ૪૮૦ વર્ષ આ બાંધકામ ટકયું, અને ઇ. સ. ૧૫૦ માં શક ક્ષત્રપ રૂદ્રદામને

તે સમરાવ્યું, અને શિલાલેખ કોતરાવ્યો. આ તળાવ ઈ. સ. ૪૫૮ મા સ્કંદગુપ્તના સુબાએ ફરી સમરાવ્યું હતું. ગિરનાર ઉપર અશોકે પોતાની ધર્મભાવના જણાવનારો શિલાલેખ ઈ. સ. પૂર્વે ૨૫૬ માં કોતરાવેલો છે, તે ઉપરથી પણ એ વાતની ખાતરી થાય છે.

મૌર્ય વંશની પડતી પછી શુંગ, કણ્વ અને આન્ધ્ર વંશના રાજાઓની સત્તા હિન્દુસ્તાનના બીજા ભાગની માફક ગુજરાત ઉપર પણ રહી.

તેજ અરસામાં શક, પલ્લવ અને યવન એ ત્રણ જાતના પરદેશીઓનાં ટોળાં હિન્દુસ્તાનમાં ચઢી આવ્યાં. શક લોકોની જાતના વંશની સ્થાપના ગુજરાતમાં ઘણું ખરૂં ઈ. સ. ની પહેલી સદીની આખરે થઈ, અને તે શક લોકોને જે વીર પુરુષના નામથી આપણે સંવત ચલાવીએ છીએ, તે મહારાજા વિક્રમાદિત્ય એટલે ગુપ્તવંશના ચંદ્રગુપ્ત બીજાએ હરાવી કાઢી મૂકયા. આ ચંદ્રગુપ્ત અથવા વિક્રમાદિત્ય આશરે ઈ. સ. ૩૭૫ માં ગાદીએ આવ્યો હશે, અને ગુજરાતમાંથી શકોને તેણે આશરે ઈ. સ. ૩૯૫ ની લગભગમાં હરાવ્યા હશે એમ મનાય છે. ચંદ્રગુપ્તના પુત્ર કુમારગુપ્તના સમયમાં રાજ્ય આફતમાં આવી પડયું હતું. પાડોશી રાજ્યથી તે લગભગ હાર્યો હતો, અને શ્વેત હૂણોનાં ધાડાં દેશમાં ફરી વળ્યાં હતાં. આ હૂણોને કુમારગુપ્તના પુત્ર સ્કન્દગુપ્તે હરાવ્યા હતા, પણ હૂણોનું જોર ત્યાર પછી પણ રહ્યું હતું. સુદર્શન તળાવના શિલાલેખમાં જે સ્કન્દગુપ્તનું નામ આવે છે તે આજ.

ઈ. સ. ના પાંચમા સૈકાને અંતે મૈત્રક વંશના એક સેનાપતિ ભટ્ટાર્કે વલ્લભી વંશની સ્થાપના કરી. ઘણું ખરૂં મૈત્રકો પરદેશીઓ હતા. વલ્લભી વંશને અંતે ચાવડા વંશની સ્થાપના થઇ.

લાટ નામ શી રીતે પડયું, તે સંબંધી વિદ્વાનોમાં હજી નિર્ણય થયો નથી. તેનું પાટનગર ભરૂચ જુનું બંદર છે, અને તેનું નામ ઘણા પ્રાચીન કાળમાં પરદેશોમાં જાણીતું હતું.

ચાવડા વંશ પછીનો ઇતિહાસ તો ઘણાને જાણીતો છે. ગુજરાત-ને હાલની સ્થિતિએ પહોંચાડવામાં જુદી જુદી કોમોએ પોતાનો ફાળો આપ્યો છે.

ગુજરાતની કીર્તિમાં ઝાંખ ન પડે, અને તેની ઉત્તરોત્તર વૃદ્ધિ થાય, એવા પ્રયત્ન કરવાની દરેક ગુજરાતીની ફરજ છે,

પ્રી. પ્ર. દેસાઈ.



# બૃહદ્ ગુજરાત.



આપણી પ્રજા ગુજરાત બહારના પ્રદેશમાં મોટી સંખ્યામાં પ્રસરી છે અને વધુ વધુ પ્રસરતી જાય છે, એ પણ વર્તમાન ગુજ-રાતનો એક મોટો પ્રજાપ્રેરિત બનાવ છે. આપણે ગુજરાતીઓ ઘર-કુકડા નથી; ફરતા રામ છીએ. એ આપણી પ્રકૃતિને આપણા ઉપર ફરી ફરી ગુજરેલા સિતમોનું એક શુભ પરિણામ ગણો, અથવા તો વિજેતા ગુપ્તો અને ગુર્જરોનું લોહી હજી આપણી નાડીઓમાં હશે તેનું પરિણામ કલ્પો; કારણ જે હો તે એક અનેક હો,–પ્રજા તરીકેની આપણી પ્રકૃતિમાં આ એક સ્થાયી લક્ષણ છે એ સિદ્ધ છે, અને ઓગણીસમી સદીના જાનમાલની સલામતીના વાતાવરણમાં એ લક્ષણ ખીલી આવ્યું છે. ગુજરાત, કાઠિઆવાડ, કચ્છનું ક્ષેત્રફળ વિશાળ નથી; વળી આપણે આપણા દેશમાં કાચું સોનું પાકે છે એમ કહીએ છીએ અને માનીએ છીએ; પણ એ માત્ર જન્મભૂમિ ઉપરના આપણા કુદરતી હેતને લીધે આપણે ઓપ આપીએ છીએ. આપણા દેશનો ખરેખરો રસાળ ભાગ ઓછો છે એટલુંજ નહિ, પણ હિંદમાં એના કરતાં ચડી જાય એવા પ્રદેશ ઘણા છે. વળી આછીજ વસ્તી નભી શકે

એવો ભાગ પણ આપણા દેશમાં થોડો નથી, એટલે પેશાવરથી રામ-ચંદ્રજીના સેતુબંધ સુધી અને દેવકીનંદનની દ્વારિકાથી રંગૂન સુધીના બ્રિટિશ હિંદ અને દેશી રાજ્યોના વિસ્તારમાં કોઇકજ શહેર કે જિલ્લો એવો જોવામાં આવશે, જે ગુજરાતીઓ વિનાનો હોય. લીંબુનો રસ જેમ ખાનપાનની તમામ ચીજોમાં ભળે છે, મીઠી વિનયી બોલીનો માણસ જેમ ભાતભાતના ટોળામાં સમાય છે, તેમ આપણે ગુજરાતી લોક હિંદની તમામ જાતની પ્રજામાં હળી મળી જઇએ છીએ, આ ભરતખંડ પણ મૂકીને જમીન રસ્તે સમરકંદ અને ઇસ્તમ્બૂલ સુધી, અને જળમાર્ગે અરબી સમુદ્રના બેટો અને તેને પાર ઇરાન, એડન, પૂર્વ આફ્રિકા, અથવા બંગાળી ઉપસાગર મૂકી ઇસ્ટ ઇન્ડિઝના ટાપુ ટાપુએ, સિઆમ, ચીન, જાપાન, તે ઠેઠ ઑસ્ટ્રેલિઆ અને અમેરિકા સુધી—જ્યાં જ્યાં નજર નાખશો, ત્યાં ત્યાં ગુજરાતી, હિંદુ, મુસલમાન, અને પારસીઓનાં નાનાં મોટાં થાણાં માલમ પડશે.

× × ×

આ પ્રમાણે ચોતરફ પથરાએલાં આપણાં આ સર્વ ગુજરાતી થાણાંઓને એક જથ્થો ગણીને તેને આપણે બૃહદ્ ગુજરાત કહી શકીએ. એ મારૂંજ પાડેલું નામ ફેલાયું છે તે કરતાં વધારે ફેલાય, અને આપણા અને બીજા લોકોની સામાન્ય બોલીનો પરિચિત શબ્દ બને, તે પહેલાં એ નામ પાછળની ભાવના વિષે વધારે વિચાર કરવાની ફરજ પ્રાપ્ત થાય છે. પ્રાચીન કાળનો બૃહદ્ ગ્રીસ એક લોહી, એક ભાષા, અને એક સંસ્કૃતિવાળી પ્રજાનો પથરાટ માત્ર ન હતો. ગ્રીક લોકોનું પ્રજા-વ્યક્તિત્વ સ્પષ્ટ હતું, એમની પ્રજાકીય અસ્મિતા ઉજ્જ્વળ અને આવેશમય હતી, અને આ અસ્મિતાનો રસસંચાર મૂળ વતન અને સંસ્થાનો વચ્ચે અનેક વહનો અને પ્રણાલિકા વાટે નિરંતર થયા કરતો. રાજકીય બંધારણમાં ગ્રીક પ્રજા અનેક નાનાં રાજ્યોમાં ત્રૂટેલી વહેંચાએલી રહી; એ સર્વેનું એક સામ્રાજ્ય

કદાપિ ન થયું. એ ઉપરથી કહેવાય છે, કે ગ્રીકોની પ્રજાકીય અસ્મિતામાં રાજકીય બંધારણ ઉપજાવનાર તત્ત્વ નબળું હતું. પરંતુ બીજા દૃષ્ટિકોણથી જોઇએ છીએ, તો ગ્રીક ઇતિહાસના તમામ મોટા બનાવ સંસ્થાનની પ્રજાના ગ્રીકત્વની રક્ષા માટેના સીધા કે આડકતરા પરિણામ હતા. ત્યારે બૃહદ્ ગ્રીસ એ નામ પાછળની ભાવના રાષ્ટ્રીય ચેતનવાળી પ્રજાકીય અસ્મિતાની ભાવના છે, અને વળી વર્તમાન કાળના બૃહદ્ બ્રિટનનો દાખલો આ સત્યનું ખુલ્લું નિદર્શન છે. બૃહદ્ ગુજરાત શબ્દનું અર્થગૌરવ આ માપનું છે.

બ. ક. ઠાકોર.

---

# ઉદ્‌બોધન.



["કેવી રીતે પોતાની ચઢતી કરવી" એ પુસ્તકમાં "ઉદ્‌બોધન" એ પહેલું પ્રકરણ છે. આ પુસ્તકના લેખક નારાયણ હેમચંદ્રે ગુજરાતી ભાષામાં વિધવિધ વિષયો ઉપર ૧૫૦–૨૦૦ પુસ્તકો લખ્યાં છે. બંગાળી ભાષામાંથી ગુજરાતીમાં તરજુમા કરી તે સાહિત્યનો ગુજરાતીઓને રસ ચખાડનાર સૌથી પહેલા તેજ હતા.]

હે બંધુ! હવે કેટલા વખત સુધી આવી મોહની ઊંઘમાં રહેશો? કેટલા વખત સુધી માણસના ખરેખરા ગૌરવને વિસારી દઇને આંધળાની પેઠે સંસારના માર્ગ પર રહેશો? હવે કેટલો વખત અસાવચેતીમાં, ઉદાસીનપણામાં, નીચતામાં અને સ્વાર્થમાં મત્ત થઇને મનુષ્ય

નામને કલંકિત કરશો ? હવે નિદ્રામાંથી ઉઠો. હવે આંખ ઉઘાડીને પોતાની તરફ જુઓ, સ્વદેશની તરફ જુઓ, જનમંડળની તરફ જુઓ. એક વેળાએ વિચાર કરીને જુઓ, કે કરુણામય પરમેશ્વરે તમને કેવા મહાન્ બનાવ્યા છે ! કેવું તમારૂં ઉત્તમ મગજ છે ? કેવી તેજોમય તમારી પ્રકૃતિ છે ! જો હંમેશાં તેઓને સારે માર્ગે ચલાવશો, તો માણસ જાત હાલ છે તેના કરતાં પણ વધારે દેવતુલ્ય સુખ ભોગવવાને સમર્થ થશે. એક વખત વિચાર કરી જુઓ, કે ઈશ્વરે શું કેવળ તમને તમારે પોતાને માટે ઉત્પન્ન કર્યા છે ? નહિ તમારી પોતાની ઉન્નતિની સાથે તમારા દેશની, સ્વદેશનાં ભાઈબેનોની, અને જનમંડળની ચઢિયાતી કરવાને લાયક બનાવીનેજ તમને અહીં મોકલ્યા છે.

તમારી ચારે બાજુએ ઘણાં કામ કરવાનાં રહેલાં છે. તમને શું આ વખતે ઊંઘ શોભે ? તમારી પોતાની ઈચ્છા પ્રમાણે ચઢતી થઈ નથી, તમે તમારા ભાઈઓના ભલા તથા ઉન્નતિને માટે હજી સુધી કંઈ પણ કરી શકયા નથી, સ્વદેશની તથા જનમંડળની ઉન્નતિના વિચારને એક વાર પણ મનમાં જગા આપતા નથી. ટુંકામાં મનુષ્ય નામનું ખરેખરૂં ગૌરવ કાયમ રાખી શકો, એવું કોઈ કામ કરવા તમે હિંમતની સાથે એક પગલું પણ આગળ ચાલ્યા નથી. તમારે શું આ વેળાએ ઊંઘ લેવી જોઈએ ? નહિ. શું નિશ્ચિત થઈને ઉદાસીન ભાવે રહેવું જોઈએ ? નહિ. શું ખુશી ખુશાલીમાં મત્ત રહેવું જોઈએ ? નહિ.

તમે મોહનિદ્રામાં ખેંચાઈને પોતાને આંધળાની પેઠે નીચતાની તરફ ધીરે ધીરે દોરી જાઓ છો, તે શું જોઈ શકતા નથી ? તમારો સમાજ ખરાબ સ્થિતિમાં આવે છે, તે તરફ એક વાર નજર પહોંચાડવી એ શું ઠીક સમજતા નથી ? આ હિન્દુસ્તાન ચાર બાજુએ કેવો ખરાબ જોવામાં આવે છે. એક તરફ મેલેરિયા તાવ દેશને ઉજ્જડ કરે છે. બીજી તરફ દુકાળથી માણસનો પ્રાણ જાય છે. એક તરફ માણસો ખોટા વિચારને તાબે થઈને કેવાં ખરાબ કામો કરે છે ! બીજી તરફ આળસુ તથા ભીખથી પેટ ભરનારા બળવાન માણસો કેવી ગેરવાજબી

રીતે જીવતર ગાળીને બીજાને ઘણું ખરાબ ઉદાહરણ દેખાડે છે. બીજી તરફ દારૂના વ્યસનમાં પ્રેમ રાખનારાં મૂર્ખ માણસો ખરાબીની સીમાએ પહોંચે છે, અને અકાળે મરીને વૃદ્ધ માબાપને તથા નિરાધાર કુટુંબને શોકસાગરમાં ડુબાડે છે. આવી વેળાએ શું ભાઇ તમારે ઊંઘવું જોઇએ ?

ઇંગ્લેન્ડ, ફ્રાન્સ, પ્રુશિયા, અમેરિકા, વગેરે દેશોએ ઘણીજ ચઢતી કરી છે. ઇચ્છા કર્યાથી શું તમે તમારી જન્મભૂમિ હિંદુસ્તાનને તેવી ઉન્નત કરી શકતા નથી? નિરાશાને એક વાર હૃદયમાંથી હાંકી કાઢો. દૃઢ ખંતની મદદથી પોતાની અને જન્મભૂમિની ઉન્નતિ કરવા માંડો. હવે કેટલા વખત સુધી પારકાના આધાર ઉપર જીવતર ગાળશો? હવે કેટલા વખત સુધી ઉન્નત અને સુધરેલી જાતિના કૃપાપાત્ર થઇને કાળ ગાળશો ? સિંહની પેઠે બળવાન હોવા છતાં પોતાને તેજ વગરના અને નકામા સમજવા, એ શું કાયર પુરૂષનું ચિહ્ન નથી ?

તમારાં કામ જોયાથી ખાતરી થાય છે, કે તમે મનુષ્યજીવનનો ઉદ્દેશ ભૂલી ગયા છો. તમે કેવળ પોતાને માટે જન્મ્યા નથી. તમારે જીવનમાં ઘણું કામ કરવાનુ છે. જો તમે ભાઇઓ ઉપર, સ્વદેશ ઉપર, અને જનમંડળ ઉપર ઉપકાર કરીને તથા તેમની ઉન્નતિ કરીને મનુષ્યજીવનને સફળ કરવા ઇચ્છતા હો, મનુષ્ય નામનું ગૌરવ રાખવા ચાહતા હો, તો સર્વથી પહેલાં પોતાને ઉન્નત કરો. જે પોતે ઉન્નત નથી, તે કેવી રીતે દેશની અથવા જનમંડળની ઉન્નતિ કરે? આત્મોન્નતિ પોતાના તાબામાં છે; તેને માટે બીજાની સેવા કરવી પડતી નથી. જે ઇચ્છા કરે છે, તે પોતાની ચઢતી કરી શકે છે. પરમ કરુણામય પરમેશ્વરે માણસમાત્રની પ્રકૃતિને હંમેશાંની ઉન્નતિશીલ કરી છે. કેવા ઉપાયોથી સારી રીતે પોતાની ચઢતી કરી શકાય તેનો સર્વથી પહેલાં વિચાર કરવો જોઇએ.

બંધુ ! સંસાર રણક્ષેત્રમાં જીવન ઘણું ભયાનક છે. આ યુદ્ધમાં પુષ્કળ અહંકારી જુવાન માણસો જરા આગળ જઇને થાકી ગયા

છે, પુષ્કળ બુદ્ધિમાન માણસો પાછા ફર્યા છે, પુષ્કળ ચતુર માણસો ઠગાય છે, ઘણાક વિદ્વાન પુરુષો ગાભરા થઇને પાછા ફર્યા છે, તોપણ સાધારણ વિદ્યાબુદ્ધિવાળા માણસો જય મેળવીને ઉન્નતિને માર્ગે ઘણે દૂર પહોંચ્યા છે, એવું જોવામાં આવ્યું છે.

ભ્રાત ! આ જીવનયુદ્ધ ઘણો મુશ્કેલ વ્યાપાર છે. અહીં જુવાનીનો ગર્વ, વિદ્યાનું ઉછાંછળાપણું, બુદ્ધિની દાંભિકતા એ સર્વથી કાંઇ સારૂં ફળ ઉત્પન્ન થઇ શકતું નથી. આ લડાઇમાં શત્રુઓ ઘણા છે, તેઓની જોડે લઢવામાં કેવાં કેવાં હથિયારોથી સજ્જ થઇને જ્ઞાનવાન્ તથા મહાન્ પુરુષો આ લઢાઇમાં આગળ પડયા છે, કેવી રીતનું કૌશલ્ય અવલંબીને આ સંગ્રામમાં જય મેળવવામાં સમર્થ થયા છે, અને ઉન્નતિના ઉચા શિખર ઉપર ચઢયા છે; ચાલો તેની શોધ કરીએ. તેઓનાં ઉદાહરણ મેળવ્યા સિવાય ઉન્નતિને માર્ગે આગળ પડવાનો બીજો ઉપાય નથી. તેઓ પોતાના જ્ઞાન અને બુદ્ધિબળથી આ દુનિયામાં પ્રખ્યાત થઇ ગયા છે. આ પૃથ્વીમાં તેઓ એવી ઉન્નતિ તથા સારાં કામ નહિ કરી ગયા હોત, તો મનુષ્યને રહેવા યોગ્ય સુખની જગા જણાત નહિ. તેઓનાં ઉપદેશપૂર્ણ વાક્ય, તેઓનાં જ્વલંત તેજ અને ઉત્સાહપૂર્ણ કાર્યના ઉપર વિચાર કર્યાથી અજાયબ થવાય છે. એટલા માટે ભાઇ જે માર્ગે મહાત્માઓ પહોંચ્યા, તથા ચઢતી કળા મેળવવાને સમર્થ થયા હતા, તે માર્ગમાં તેઓનાં પગલાંનાં ચિહ્નનું અનુસરણ કરીને ચાલો. મનુષ્યજીવનના ઉચ્ચ અને ગહન લક્ષને હૃદયમાં ઠસાવીને સાધુ અને સારા કામમાં લાગો. પોતે ઉન્નત થાઓ, સ્વદેશની ઉન્નતિ કરવામાં યત્નવાન્ થાઓ, તેનાથી મનુષ્યજીવન સફળ થશે.

નારાયણ હેમચંદ્ર.

---

# સંસારપ્રવેશ.

---

જુવાન માણસે સંસારમાં પ્રવેશ કરવાની પહેલાં દરવાજામાં ઉભા રહીને પોતાને પૂછવું જોઇએ, કે મારા જીવનનું લક્ષ શું છે? હું શું થવા ઇચ્છું છું, અને તેને માટે મારી પાસે શી શી સામગ્રી છે? આ સંસારક્ષેત્રમાં જીવનયુદ્ધમાં આગળ ધસ્યો છું, તેને માટે હું કેટલું શીખેલો છું, અને સુસજ્જ થયો છું?

સિપાઇઓ લઢાઇના મેદાનમાં જવાની પહેલાં રીતસર શીખે છે, અને ધીરે ધીરે જેટલી વધારે લઢાઇમાં જાય છે, તેટલી તેની હિંમત, તેજ, બહાદુરી અને કુશળતા વધે છે. અન્તે એવી કુશળતા મેળવે છે, કે કોઇ લઢાઇમાં તેને પાછો હઠતો જોવામાં આવતો નથી. સંસારમાં જીવનયુદ્ધને માટે જે સર્વ સિપાઇઓ પાઠશાળામાં, નિશાળમાં કે યુનિવર્સિટિમાં શીખે છે, તેઓની હાલત પણ એવીજ છે; તેથી સંસારમાં પ્રવેશ કરવાની આગમચ દરવાજા ઉપર ઉભા રહીને પોતાનાં બળ, હિંમત અને તૈયારીની પરીક્ષા કરવી જોઇએ.

આવી રીતે પોતાની પરીક્ષા કર્યા પછી જીવનનું એક લક્ષ નક્કી કરવું જોઇએ. તે લક્ષ ઉંચું તથા મહાન્ કરવું જોઇએ; કેમકે જેના જીવનનું લક્ષ સત્ તથા ઉંચું નથી, તે કદાપિ સારા ચરિત્રનો તથા ઉન્નત થઇ શકતો નથી. લક્ષ એક વખત સ્થિર થયું એટલે આગળ વધવા માટે લાગટ પરિશ્રમ કરવો જોઇએ, અને જ્યાં સુધી તે લક્ષને ન પહોંચાય, ત્યાં સુધી કદી પણ કોઇ પણ કારણથી પાછું હઠવું નહિ.

સંસારના દરવાજા ઉપર ઉભા રહીને નવા જુવાનીઆએ જીવન-લક્ષ સ્થિર કરવું એ કાંઇ સહેલું કામ નથી, તોપણ એ એટલું જરૂરનું છે, કે એને છોડીને સંસારમાં પ્રવેશ કરવાથી ડગલે ડગલે નુકસાન પહોં-

ચવાની ધાસ્તી છે; હજારો જુવાનીઆ જીવનનું લક્ષ સ્થિર કરતા નથી, અને જે કાંઇ તરત બુદ્ધિ સુઝે તે પ્રમાણે સંસારમાં પ્રવેશ કરે છે. કેટલાક દિવસ સુધી તે માર્ગ સારો લાગે છે. પછી તે ગમતો નથી, તેથી તે છોડીને બીજો માર્ગ ધરે છે. થોડા દિવસ પછી તે જુએ છે કે તે માર્ગ પણ કાંટાવાળો છે, તેથી તરત ત્રીજી તરફ જાય છે. ત્યાં પણ અસ્વચ્છ જુએ છે, એટલે ચોથો માર્ગ પકડે છે. તે માર્ગ પણ ઘણો નીચો ઉંચો જાણે છે, તેથી પાંચમો માર્ગ પકડે છે. એવી રીતે વારંવાર ફેરબદલ કરતાં કરતાં તેઓના જીવનનો ઉત્તમ સમય, જુવાની ચાલી જાય છે. અન્તે જ્યારે જુએ છે કે આવી સ્થિતિ ઘણીજ નુકસાનકારક છે, જ્યારે જુએ છે કે ગડબડ કરતાં જુવાનીનું તેજ, બળ, હિંમત સર્વ નાશ પામ્યાં છે, ત્યારે અનુતપ્ત હૃદયથી એક લક્ષ સ્થિર કરીને તે માર્ગે જવાનો આરંભ કરે છે, અને પોતાની યોગ્યતા પ્રમાણે યત્ન કરીને દોડે છે ખરો, પણ જલદી વૃદ્ધાવસ્થા આવી પહોંચે છે.

આવા અસ્થિર ચિત્તવાળા માણસના કામની જ્ઞાની માણસોએ બાળકની રમતની જોડે તુલના કરી છે. બાળક જેમ નવી નવી રમવાની વસ્તુ રમવા ચાહે છે, તે જેમ નવાં રમકડાં જોયાથી જુની વસ્તુ લઇને સન્તુષ્ટ રહી શકતો નથી, બાળક જેમ વસ્તુના ગુણદોષનો વિચાર નહિ કરતાં બહારના ચકચકાટથી એકી વારે મુગ્ધ થાય છે તથા ખેંચાય છે, તેમ વારંવાર જીવનનું લક્ષ બદલનાર માણસો કરે છે. એટલા માટે પહેલાં એક લક્ષ નક્કી નહિ કરતાં જીવનમાર્ગે આગળ પડયાથી ઘણું નુકસાન થાય છે. જીવનનો ઉત્તમ સમય વૃથા મહેનતમાં જાય છે, અને આખી ઉમર પશ્ચાત્તાપનું દુઃખ સહન કરવું પડે છે. એ વિષયમાં જ્ઞાની પુરુષોએ કહ્યું છે કે "જે માણસ સારી રીતે કામનો આરંભ કરે છે, તે નિશ્ચય સારી રીતે કામ કરવામાં સમર્થ થાય છે." "ઉત્તમ પ્રકારથી કાર્યનો આરંભ કરવો, એજ કાર્યનો અડધો ભાગ થએલો સમજવો."

જીવનમાર્ગમાં જેમ વધવામાં આવે, તેમ આ વાક્યનું સત્ય જણાય છે. કેટલાક જુવાનીઆના અંગમાં વિદ્યા, બુદ્ધિ, હિંમત, બસ હોવા છતાં પણ તેઓ સૌભાગ્યલક્ષ્મીના દૃષ્ટિમાર્ગમાં પડતા નથી; કેમકે તેઓ સાંસારિક જીવનનો કેવી રીતે આરંભ કરવો જોઇએ તે જાણતા નથી. ખરી રીતે જોતાં સઘળાં સારાં કામની શરૂઆત દુઃખદાયક દીઠામાં આવે છે. કોઇ કાર્ય એક વાર શરૂ કરીને કેટલાક દિવસ સુધી લાગટ તેમાં લાગી રહેવાથી મન પોતાની મેળે તે તરફ જવા ઇચ્છે છે, અને જેટલું ઉત્તમ રીતે તે કામ પુરૂં થાય છે, તેટલું મન આનંદમાં પરિપૂર્ણ થાય છે.

આરંભજ માણસની બુદ્ધિની તીવ્રતાનું તથા સહનશીલતાનું એટલે ધીરજનું માપ કરે છે. જ્યારે આપણે કોઇ ઘર ભાગવા ઇચ્છીએ છીએ, ત્યારે જે માણસ પહેલી ઇંટ કાઢવાને શકિતમાન થાય છે, તેનેજ આ કામનો સર્વથી આગળ પડતો માણસ કહેવો જોઇએ; કારણ કે પહેલી ઇંટ કાઢયા પછી બીજી ઇંટો ઘણી સહેલાઇથી નીકળે છે. એવી રીતે નાનાથી આરંભ કરીને ધીરે ધીરે મોટાં કામો થાય છે. પહેલેથી જો માણસ સૌભાગ્યના ઘણા ઉંચા શિખર ઉપર ચઢવા ઇચ્છે તો તે નિશ્ચય ઠગાશે; તેની આશા કદી પણ સફળ થશે નહિ. નીચલા પગથીઆ ઉપર પગ નહિ મૂકતાં સર્વથી ઉપલા પગથીઆ ઉપર કોઇ કદી પણ જઇ શકતો નથી. કોઇ માણસ પહેલાં સામાન્ય કાર્યની જોડે ઓળખાણ નહિ મેળવતાં એકી વારે શું મોટાં કામ કરી શકે છે?

કાર્યમાત્રજ ઉત્તમ છે. જો કામ કરનાર સાધુ તથા ચરિત્રવાન્ હોય તો કોઇ કામ નીચ તથા અપમાનવાળું થતું નથી, અને તે જો અસાધુ અને ખરાબ ચરિત્રનો હોય તો ઘણા ઉત્તમ કામનો આરંભ કર્યાથી પણ તે જલદી કલંકિત કરે છે, અને પોતે અપમાનિત અને અપદસ્થ થાય છે. સાધારણ કામમાં પણ મહત્પણાની ઓળખાણ આપી શકાય છે, અને મહત્ કામમાં નીચપણાનાં લક્ષણ જોવામાં આવે છે. પોતપોતાનાં ચારિત્રથી માણસો પોતે કરેલાં કામને રંગ દે છે.

પૃથ્વીમાં સર્વ માણસો મોટા થવાની ઇચ્છા રાખે છે, પણ તેને અનુસરીને કામ કરવા ચાહતા નથી, તેથી ઉન્નતિના માર્ગે પણ વધારે આગળ જઇ શકતા નથી. મિત્ર ! તમે જો ખરેખર ચઢતી કળા મેળવવાની ઇચ્છા રાખતા હો, તો સંસારના દરવાજા ઉપર ઉભા રહીને તમારા જીવનનું પ્રમાણ કઇ બાજુએ વધારે છે તેની પરીક્ષા કરીને જુઓ, અને તેને અનુસરીને એક મહાન્ લક્ષને સ્થિર કરીને કામમાં વળગો. વિશ્વાસની સાથે, ધીરજની સાથે, તમારી સઘળી શક્તિની સાથે તે કામ પુરૂં કરવાનો યત્ન કરો. તમે પોતે પોતાના કામની ચઢતી જોઇને આશ્ચર્ય પામશો, સુખી થશો, અને તે કામ સતત કરતાં કોઈ રીતે અટકી શકશો નહિ. ઘણા માણસો કહેશે કે આ કામને તમે લાયક નથી, પણ તેઓની વાત નહિ સાંભળતાં તમારા આંકેલા માર્ગમાં ચાલજો, અને સર્વદા આ યાદ રાખજો કે ગમે તેવું કામ હોય પણ ખંતથી તથા પરિશ્રમથી તે પુરૂં થાય છે. જો કામ મુશ્કેલ તથા અસુખદાયક જણાય, તોપણ તે તમારૂં કર્તવ્ય અને જરૂર કરવાનું છે એમ જાણીને યત્નની સાથે તે કરવું જોઇએ, કે જેથી તમને ખરેખરૂં સુખ મળી શકે. અસુખનું કાર્ય હોવા છતાં કર્ત્તવ્ય કરીને સુખદાયક કરી લેવું જોઇએ.

પણ એક વિષયમાં ઘણી સાવચેતી રાખવાની જરૂર છે. ઉન્નતિના માર્ગમાં આગળ પડવાની વેળાએ અહંકારને તમારા મનમાં જગા ન મળવી જોઇએ. જુઓ, જ્યારે તમારા જેવા સાધારણ માણસો પણ કાર્યક્ષેત્રમાં ઘણા આગળ વધ્યા છે, ઘણી ઉન્નતિ મેળવી છે તે છતાં તેઓનું મગજ ફર્યું નથી, ત્યારે શા માટે તમારૂં મગજ ફેરવવું ? સર્વદા નમ્રતાની સાથે સ્થિર ચિત્તથી કાર્ય કરવું જોઇએ. જ્યોર્જ હારબાટે કહ્યું છે કે, "તમારા સ્વભાવને નમ્ર કરો, અને તમારા ઉદ્દેશને તેના ઉપર દોડાવો. એવું કરશો તો તમે નમ્ર ને ઉંચી ખાસિયતના માણસ થશો. કદી પણ નિરાશ થશો ના. જે માણસ આકાશને તાકીને ઉપર તીર ફેંકે છે, તેનું તીર ઝાડને તાકવાના કરતાં વધારે ઉપર જાય છે. ખરેખર જે માણસ ઉન્નતિના

ઉંચા શિખર ઉપર ચઢવાને માટે પ્રાણુ તોડીને યત્ન કરે છે, તેની આશા ગમે તો જેટલી જોઇએ તેટલી સફળ નહિ થાય, તોપણુ તે સાધારણુ માણુસના કરતાં આગળ જશે તેમાં કંઇ સન્દેહ નથી. જેણે પોતાનું ચરિત્ર વિનિત અને નમ્ર કર્યું છે, તેને ઉન્નતિના માર્ગ ઉપર જવાને બીજી હરકત શી આવે ? જેણે પોતાની આશાને ઘણે ઉંચે સ્થાપી છે, તે શું કદી નીચતાને તાબે થઇ શકશે ? તેનું ચરિત્ર, તેની આશા, તેનું કાર્ય, સર્વ ઉપરથી પ્રેરિત થાય છે, કે એવો માણુસ કદી ઉન્નત થયા વગર રહેશે નહિ.

નારાયણુ હેમચંદ્ર.

---

# કોર્ટ.

---

[ આ લેખ સર રમણુભાઇ મહીપતરામ નીલકંઠના ભદ્રંભદ્ર નામના પુસ્તકમાંથી લેવામાં આવેલો છે. ભદ્રંભદ્ર એ ઘણું હાસ્યરસિક પુસ્તક છે. તેમાં એક જુના વિચારના ધર્મિષ્ઠ પણુ મુર્ખાઇની હદ સુધીના ભલા બ્રાહ્મણુ ભદ્રંભદ્રનાં પરાક્રમોનું વર્ણુન છે. ભદ્રંભદ્રને નાતમાં થએલા ઝઘડા માટે કોર્ટમાં આવવું પડયું છે, તે વખતનું આ વર્ણુન છે. ]

સર રમણુભાઇએ ભદ્રંભદ્ર ઉપરાંત હાસ્યમંદિર નામનું બીજું રમુજી પુસ્તક લખ્યું છે. તે ઉપરાંત " રાઇનો પર્વત " એ નાટક અને " કવિતા અને સાહિત્ય " એ નામનો ગ્રંથ લખ્યો છે. ]

મુદતો પુરી થઇ અને નાતમાં ચાલેલો ઝઘડો મેજિસ્ટ્રેટની કોર્ટમાં આવ્યો. કોર્ટમાં જુદેજ પ્રકારે અને જુદાંજ શાસ્ત્રોથી લઢવાનું છે એ વાત અમારા વકીલે અમારા મનમાં સારી પેઠે ઠસાવી હતી, અને તેથી બાહુબળ વાપરવાની કંઇ પણુ તૈયારી કર્યા વિના ભદ્રંભદ્ર અને હું કામ ચલાવવાને દિવસે સવારે વકીલના ગુમાસ્તા જોડે કોર્ટમાં ગયા. કોર્ટના મેદાનમાં બેઠેલા અને

ફરેલા અનેક માણસો તરફ ભદ્રંભદ્ર સત્કારની આશાએ ગયા, પણ સઘળા માલ જડયાની, પુરાવો થયાની, જમાદાર આવ્યાની, સાહેદી ફરી ગયાની, એવી અનેક વાતોમાં એવા પડયા હતા, કે ભદ્રંભદ્રને ઓળખી તેમને સન્માન આપવાનું કોઈને સૂઝયું નહિ. ગુમાસ્તો કોર્ટમાં કેદીને ઉભા રહેવાનું પાંજરૂં અમને બતાવવાને આતુર હતો, પણ એ સ્થાનથી પરિચિત થવાની અમારે જરા પણ ઉતાવળ નહોતી, તેથી ગુમાસ્તાને બીજે કામે જવા દઈ અમે વિશ્રામ માટે એક ઝાડ તળે બેઠા. થોડે દૂર એક માણસ કાને કલમ ખોસી અને હાથમાં કોરા કાગળો રાખી દસ પંદર કોળીઓ અને કોળણોના ટોળા વચ્ચે બેઠો હતો, અને ઘડી ઘડી કાનેથી કલમ કહાડી લખવા માંડવાનો ડોળ કરતો હતો. એવે સમયે તેના શ્રોતામંડળમાંથી પુરુષ-વર્ગ તેનો હાથ પકડી રાખતો હતો, અને સ્ત્રીવર્ગ લાંબા હાથ કરી તે કલમ પાછી કાને મૂકે ત્યાં સુધી ઘાંટા પાડતો હતો. આમ લખ-વાનો આરંભ કરવાની અનેક વાર ધમકી આપ્યા છતાં કાગળ પર એક પણ અક્ષર પડેલો જણાતો નહોતો, અને તોપણ તેના શ્રોતા-ઓના તેના તરફના પૂજ્યભાવમાં કે તેના ચમત્કારી લખાણના ભયમાં કંઈ ઘટાડો જણાતો નહોતો. આ બનાવને કેટલી વાર સુધી બહુ બારીકીથી નિરીક્ષણ કર્યા પછી ભદ્રંભદ્ર કહેઃ—

"મને શક જાય છે કે આ માણસ સુધારાવાળો છે, અને આર્યપક્ષને ફેરવી નાખવાનો પ્રયત્ન કરે છે; મારાથી આ વિપત્તિનું દર્શન સહન થઈ શકતું નથી. ગમે તેમ કરીને પણ એ અનર્થ અટકાવવો જોઇએ. આર્યધર્મનું રક્ષણ કરવાને વિષ્ણુ ભુંડ થયા હતા, કૃષ્ણ સારથિ થયા હતા, મરુત્સુત વાનર થયા હતા, તો એવા અથવા બીજા કોઇ પણ ઉપાય લેતાં આપણને શી અડચણ છે? ચાલ, સજ્જ થા. આ અધર્મીનો પરાજય કરીએ. તું ગાંડો હોવાનો ઢોંગ કરી એના પર તૂટી પડ, અને હું તને નિયમમાં રાખવાને

બહાને ત્યાં આવી તમારા બન્ને ઉપર સખત પ્રહાર કરીશ, અને આખા મંડળને વિખેરી નાખીશ."

પ્રહાર વિષેની અરુચિ મનમાં દાબી રાખી મેં કહ્યું, 'ઉપાય તો અત્યુત્તમ છે, પરંતુ તે માણસ સુધારાવાળો છે અને આર્યધર્મ વિરુદ્ધ ઉપદેશ કરે છે, એની તો પ્રથમ ખાતરી કરવી જોઇએ.'

પોતાની યોજનાને અમલમાં આણતાં વિલંબ થયો જોઇ અધીરા થઇ જઇ ભદ્રંભદ્ર બોલ્યાઃ—

"સુધારાવાળા પ્રમાણ અને પુરાવો માગે છે; આર્યોને શબ્દ પ્રમાણજ બસ છે. મારા શબ્દથી એ માણસ સુધારાવાળો છે એમ સિદ્ધ થયા પછી પ્રમાણની મારે અપેક્ષા રહેતી નથી, તો તારે તો ક્યાંથીજ રહે?" છતી અક્કલે ગાંડા થવાનો વખત મારે પાસે આવ્યો હતો, પણ મારે સુભાગ્યે તે માણસજ અમારો ઉદ્વેગ જોઈ અમારી પાસે આવ્યો અને પૂછ્યું, 'તમે કયા કામમાં છો? અરજી અપાવવી છે?' તેનો સ્પર્શ ન થાય માટે લુગડાં ઉંચાં રાખી ભદ્રંભદ્ર તિરસ્કારભરી દૃષ્ટિ કરી બોલ્યા: 'અમે સનાતન આર્યધર્મના સદોદિત યશઃપૂર્ણ વિજયના કામમાં છીએ. અરજીઓ અમે લખાવતા નથી; કેમકે અમારી વાચાળશક્તિ ઓછી નથી. અમારી વાચાળશક્તિના સામર્થ્યથી પર્વતો પણ કંપે છે, તો સુધારાવાળાને કંપાવવાનો પ્રયત્નજ શું કામ કરવો પડે?"

અરજી લખનાર વાક્ય પૂરૂં થતાં સુધી ભદ્રંભદ્રના સામું જોઇ રહ્યો, અને પછી એકદમ ચાલ્યો ગયો. વિજયથી હર્ષિત મુખાકૃતિ કરી ભદ્રંભદ્રે મને કહ્યું:—

'બ્રહ્મતેજ તે આનું નામ, કે શત્રુના પરાભવની કલ્પના કરતાંજ વિના પ્રયાસે તેનો પરાભવ થઇ ગયો. સુધારાવાળા શા માટે મિથ્યા પ્રયત્ન કરતા હશે? તેમને આવી આત્મિક શક્તિનો અનુભવ નથી, તેથીજ તેઓ યોગસિદ્ધિને વહેમ કહી નિંદે છે.'

એટલામાં 'સમરીવાળા ચાલો' એવી બૂમ પડી, અને કેટલાક લોકો બૂમ પાડનારને ખોળતા દોડવા લાગ્યા. અમને ઉભા થએલા જોઇ એક માણસે જતાં જતાં કહ્યું ?'

'તમે સમરીવાળા છો ?

ભદ્રંભદ્રે ઉત્તર દીધો, 'અમે સનાતન આર્યધર્મના સદોદિત યશઃપૂર્ણ વિજયવાળા છીએ. સમળી અપવિત્ર પક્ષી છે, અને તેનો અમે સ્પર્શ કરતા નથી, તથા તેને પાળતા પણ નથી.'

'હા' કે 'ના' ને બદલે આપાએલો આટલો લાંબો ઉત્તર પુરો સાંભળવા તે માણસ ઉભો પણ રહ્યો નહિ, અને એવી ઝડપથી ચાલ્યો ગયો કે તે પોતે ' સમરીવાળો ' હોય તો ક્યાં ગયો, તે જોવાનું પણ બની શકયું નહિ.

થોડી વારે એકાએક ભારે અકસ્માત થઇ ગયો હોય એવો ખળભળાટ થયો અને 'સાહેબ આવ્યાં,' 'સાહેબ આવ્યા,' એવી વાત ચાલી રહી. ઠેકાણે ઠેકાણે લાંબા થઇ સૂતેલા પોલિસના સિપાઇઓ ઓશીકે મૂકેલી પોટલીમાંથી ડગલા કહાડી, ખંખેરી, પહેરી, ટટાર થવા લાગ્યા, અને કમરેથી સિપાઇગીરી છટકી જતી હોય તેમ ખેંચીખેંચીને પટા બાંધવા લાગ્યા. ગુમાસ્તો ભાવિ પેઠે આવીને અમારી મરજી પૂછ્યા વિના અમને કોર્ટમાં લઇ ગયો. કોર્ટમાં પેસતાં સામે ખુરસી પર બેઠેલા મ્હોટી મુછોવાળા અને કદાવર શરીરવાળા એક વકીલને 'સાહેબ' ધારી, અમે સલામ કરી. તે પછી તેનાથી થોડે આઘે બેઠેલા લાંબા ઝબ્ભાવાળા બારિસ્ટરને 'સાહેબ' ધારી સલામ કરી, અને તે પછી ગુમાસ્તાના કહેવાથી એ લોકો કોણ છે તે ખબર પડી અને જાણ્યું કે 'સાહેબ' તો હજી કોર્ટના ઓરડામાં આવ્યા નથી. આર્યમંદિરોમાં પહેલા દેવ પ્રકટ થાય અને પછી દર્શન કરનાર આવે, પણ અહીં ક્રમ ઉલટો છે તેથી સિદ્ધ થાય છે કે આ સુધારાવાળાઓનું સ્થાન છે, એમ ભદ્રંભદ્રે સમજાવ્યું, પણ ગુમાસ્તો આર્યધર્મ માટે ઉત્સુક ન હોવાથી તેણે લક્ષ આપ્યું નહિ.

અમને જામીન ઉપર છોડયા તે મેજિસ્ટ્રેટ સાહેબ બદલાઇ ગયા હતા, તેથી નવા 'સાહેબ'ની મુખાકૃતિમાં ભરેલા ભેદ જોવાની અમને વિશેષ આતુરતા હતી, અને ભદ્રંભદ્રને આશા હતી કે પ્રથમ દર્શનેજ તેમનું બ્રહ્મતેજ ઉડીને મેજિસ્ટ્રેટના નયનમાં રહેશે, જીભ વશ રાખવાની વકીલ તેમને ઘડી ઘડી સલાહ આપતા હતા, તેથી કંઇક ખોટું લાગવાથી ભદ્રંભદ્રે કહ્યું:—

"આપનો ધંધો વાચાળતાનો છતાં આપ વાચળતાની વિરુદ્ધ છો, એથી બ્રાહ્મણ ભોજન વિરુદ્ધ હોય એવું આશ્ચર્ય થાય છે. આ સમય વિવાદનો નથી, પરંતુ એટલું તો કહેવું જોઇએ, કે મારી શક્તિ વિષે આપને કોઇએ પુરેપુરી માહિતી આપેલી જણાતી નથી."

રમણભાઈ મ. નીલકંઠ.

---

# ઘેરાએલું શહેર.

---

["કરણઘેલો" ગુજરાતી ભાષાની સૌથી પહેલી નવલકથા છે. કેટલાક દોષો હોવા છતાં હજી તેનું સ્થાન સાહિત્યમાં ઉંચું છે. તે પુસ્તકમાંથી આ, તેમજ રા. નંદશંકર તુળજાશંકરના નામવાળા લેખ લેવામાં આવ્યા છે. રા. નંદશંકરે દુર્ભાગ્યે કરણઘેલો એ એકજ પુસ્તક લખ્યું છે.]

શહેરમાં અનાજની ખોટ હતી, એ ઉપર કહેલું છે. જ્યારથી શહેરમાં લશ્કરનો તથા આસપાસના ગામના લોકોનો જમાવ થયો ત્યારથીજ અનાજ ઘણું મોંઘું વેચાવા લાગ્યું, અને પહેલ વહેલાં તો ગરીબ લોકોનો મરો થયો; પણ લડાઇ જલદીથી પુરી થશે, અને અનાજ બહારથી આવી પહોંચશે એ આશાથી લોકો ધીરજ રાખી દુઃખી વેઠી બેસી રહ્યા; પણ લડાઇનો પાર આવ્યોજ નહિ, અને

દુશ્મનોનો સઘળો માલ ખપી ગયો. સિપાઇઓ તથા બીજા લોકો બૂમાબૂમ પાડવા લાગ્યા. રસ્તામાં રોજ ઘણા લોકોનાં મુડદાં પડેલાં દેખાતાં હતાં. લોકો છેક નિરાશ થઇ ગયા, અને ભૂખના માર્યા ઘેલા જેવા થઇને લૂટવા નીકળ્યા. એક સવારે શહેરનો તમામ કચરો એટલે હલકા લોકો હથિયાર લઇ નીકળ્યા, અને બધે ઠેકાણે પથરાઇ જઇને લોકોનાં ઘર ફાડી માંહે પેઠા. તેઓની જોડે લશ્કરના સિપાઇઓ પણ સામેલ થયા, અને દરેક ઘરમાં અનાજનો જે સંગ્રહ હતો તે લઈ ગયા. રસ્તામાં કાપાકાપી ચાલી, લોહી વહ્યું, મુડદાંઓ રસ્તામાં પડયાં, અને શોરબકોર સઘળે થઇ રહ્યો. દ્રવ્યવાન લોકોએ ગમે તેટલો અટકાવ કીધો પણ તેમ કરવામાં ઘણાના જીવ ગયા, તોપણ તેઓનું કાંઇ ફાવ્યું નહિ. તેઓનાં ઘરનું સઘળું અનાજ લુંટાઇ ગયું અને હવે તેઓને ભૂખે મરવાનો દહાડો આવ્યો, પણ થોડા દહાડા વહી ગયા એટલે પેલું લૂટેલું અનાજ થઇ રહ્યું, એટલે પાછા સઘળા સરખા થઇ ગયા. હવે દુકાળ રાક્ષસે પોતાનું ખરેખરૂં રૂપ પ્રકાશ્યું, અને ભૂખનું દરદ સઘળાને સરખું લાગવા માંડયું. આવે વખતે તે બિચારા લોકોનું દુર્દશાનું યથાસ્થિત વર્ણન કરવું ઘણું મુશ્કેલ છે. બરાબર થઇ શકે તો તેથી દયાવૃત્તિને ઘણો આચકો લાગે, ને શરીરમાંનું સઘળું લોહી ઠરી જાય. રસ્તામાં લોકોના ચહેરા જોવાથી ચીતળી ચઢયા વગર રહેજ નહિ. તે બિચારાં ભૂખે મરી ગએલાં માણુસોનાં શરીર લોહી ઉડી જવાથી ધોળાં ફક જેવાં થઇ ગયાં હતાં. તેઓમાંથી માંસ તથા ચરબી પીગળી જવાથી હાડકાં સઘળાં બહાર નીકળી આવ્યાં હતાં. તેઓના ચહેરા ફીકા સુકાઇ ગએલા પણ ખરબચડા થઇ ગએલા હતા, અને તેઓ એવા તો બિહામણા થઈ ગયા હતા, કે તેઓમાં અને મલીન ભૂતમાં કાંઇ અંતર રહેલું ન હતું. વળી એવા ભયંકર ચહેરા ઉપર તેઓના મનના સઘળા દુષ્ટ વિચારો બહાર નીકળી આવેલા હતા. દ્વેષ, અદેખાઇ, ક્રોધ, મરવા તથા મારવા વિષે બેપરવાઇ, તથા ભૂખમરાથીજ યમરાજાના

દરવાજા આગળ આવી પહોંચેલા લોકોમાં જે જે નઠારા ગુણો પ્રકટ થઇ આવે, તે સઘળા તેઓના મોં ઉપર સાફ માલમ પડતા હતા. સારાંશ કે તેઓના ઉપર ખુદ મોત આવીને બેઠું હતું, અને જો તે માણસનું રૂપ ધારણ કરે, તો તેનું સ્વરૂપ આમના જેવું બરાબર થાય. એ તો આપણે તેમના બહારના દેખાવનું વર્ણન કીધું; પણ તેઓના મનમાં જે અવ્યવસ્થા થઇ રહી હતી, ભૂખને લીધે તેઓને જે મહાવેદના થતી હતી, તેનું વર્ણન તો વૈદકશાસ્ત્રમાં જે પ્રવીણ હોય તેજ કરી શકે, તથા જેઓને તે વાતનો અનુભવ થાય તેમનેજ તેની ખબર પડે. રસ્તે ચાલતાં ચાલતાં કેટલાંએક તમ્મર ખાઇને પડી જતાં, અને તત્કાળ મરણ પામતાં; અથવા તેઓ એક બે દિવસ સુધી તેવી હાલતમાં રિબાયા કરતાં. જ્યાં સઘળા ઉપર સરખીજ આપદા આવી પડેલી, ત્યાં એક ઉપર દયા પણ કોણ લાવે? તથા તેનું દુઃખ મટાડવાને કોણ ઉપાય કરે? માટે તેઓ રસ્તામાં બીજાં મુએલાં માણસોની સાથે જીવતાં પડી રહેતાં. કેટલાએકથી બહાર નીકળાતુંજ ન હતું. તેઓ ભૂખથી એવાં અશકત થઇ ગયાં હતાં, કે તેમનાથી ઉઠાતું પણ ન હતું. તેઓ ઘરમાં સૂતાં સૂતાં બરાડાબરાડ પાડતાં હતાં. નાનાં નાનાં છોકરાં રસ્તામાં ટળવળતાં હતાં, અને પછાડા મારી મારીને મરી જતાં અથવા મરણ-તોલ થઇને ભોંય ઉપર પડતાં હતાં. છોકરાંની મા ઘેલી જેવી આણી-ગમ તેણીગમ દોડતી, અને કડકો રોટલો જે છુપાવી રાખ્યો હોય, તે પોતાના હાડપિંજર જેવાં સુકાઇ ગએલાં છોકરાંને ખવડાવતી, અને તેટલો સુકો રોટલો પણ કોઇ હરામખોર આવે, તો તેના હાથમાંથી લઇ ન જાય માટે તે ચોતરફ જોયાં કરતી. કેટલીએક બૈરીઓની નજર આગળ તેઓનાં નાનાં નાનાં કુમળાં બાળક તરફડીને મરી જતાં, તેને જોઇ તે ડોળા બેબાકળા કરી મોં ઉઘાડું રાખી ઉભી રહેતી. પોતાને ખાવાને મળે નહિ, એટલે દૂધ તો કયાંથીજ આવે! માટે ધાવણાં છોકરાં પિલાઇ પિલાઇને મરી જતાં હતાં. તેઓના

દરદથી તથા ભૂખથી તેઓની આની પણ તેવીજ અવસ્થા થતી હતી. ઘરડા અશક્ત ડોસાઓ તથા ડોસીઓ પડી પડીને મરતાં હતાં, અને ભરજુવાનીમાં આવેલાં સ્ત્રી-પુરુષો પણ કાળચક્રના સપાટામાં આવી ગયાં હતાં. દુકાળની આગળ બધી જાતનાં, ઉમરનાં, તથા પદવીનાં માણસો સરખાંજ હતાં. મોત ચોતરફ ફરતું હતું; તેના હાથમાં ઘણું કામ આવી પડયું હતું. ગરીબ લોકોનાં મુડદાં રસ્તામાં, ગલીમાં અને ઘરોમાં કોહી જતાં હતાં. તેઓને બાળવા જવાની કોઇનામાં શક્તિ રહી ન હતી, તથા જ્યાં સઘળાને મરવાની ધાસ્તી સરખીજ, ત્યાં એક એકની શરમ તથા સંબંધ તો ક્યાંથીજ રહે ?

હવે અનાજ તો થઇ રહ્યું. જીવતાં રહેલાં માણસોને કોઇ પણ જાતનો ખોરાક તો જોઇએ, માટે કેટલાએક ઝાડનાં ફળ ખાઈને જીવતાં, કેટલાંએકને ત્યાં ગાય, ભેંસ હતી તેઓ દૂધ પીને પોતાનાં શરીરને આધાર આપતાં, કેટલાંએક ઢોરોની પેઠે ઘાસ ખાતાં, કેટલાંએક પાતરાં ખાતાં, વળી બીજાંઓ એમાંથી કંઇ ન મળે ત્યારે ચામડાં કરડતાં, અને તે વખતે ધૂળ ને મટોડું ખાતાં. જે કાંઇ નરમ વસ્તુ ચાવી શકાય તેવી હોય તે સઘળી ભક્ષણ કરવામાં આવતી. એ બધાની સાથે પેટનું ભરતીઉં થવાને માટે પુષ્કળ પાણી લોકો પીતા હતા. આવી નઠારી જાતનો, જેથી પોષણ થઇ ન શકે એવો, વખતે શરીરને નુકસાન પહોંચાડે એવો ખોરાક ખાવાને લીધે, તથા મરી ગએલાં માણસોની સડી ગએલી લાશોમાંથી જે દુર્ગંધ તથા પ્રાણઘાતક હવા નીકળતી હતી, તેતે લીધે શહેરમાં મરકી ચાલી. લોકોને તાવ, જીવમાં ચુંથારો, અને અંતે સનેપાત થવા લાગ્યો, અને થોડા વખતમાં મોત આવીને આ સઘળાં દુઃખમાંથી તેઓનો છુટકો કરવા લાગ્યું. એ પ્રમાણે તે લોકોના ઉપર દુકાળ અને મરકી એ બે આફતો આવી પડી, અને તેથી મૃત્યુનું કામ ઘણુંજ ધમધોકાર ચાલવા માંડયું. જેઓ કદાચ દુકાળના સપાટામાંથી બચે તેઓ મરકીના ઝપાટાથી પ્રસડાઈ જાય. જ્યારે શહેરમાં મરકીએ દેખાવ

આવ્યો, ત્યારે લોકો છેક નિરાશ થઈ ગયા. તેઓએ જીવવાની સઘળી આશા છોડી દીધી, અને મોતને વાસ્તે ઘણીજ બેપરવાઈ દેખાડવા લાગ્યા. પછી રસ્તામાં જે મુડદાં પડે તેને કોઇ ઉઠાવે પણ નહિ; સ્થાને ત્યાં તેઓ સડયાં કરે. ઘરોમાં પણ મુડદાં પડી રહેતાં. શહેરમાં કાગડા, ગીધ, અને સમડી ધોળે દિવસે મુડદાંને પીંખી નાખતાં. વખતે કુતરાં, ખિલાડાં તેઓને ગસડતાં, તથા ફાડી ખાતાં. રાત્રે જંગલમાંથી શિઆળવાં તથા બીજાં હિંસક પશુઓ શહેરમાં ઉજાણી કરવા આવતાં. ગાય, ઢોર તથા બીજાં માળેલાં જાનવરો ધણી વિના, ખાધા વિના, સંભાળ વિના મરવા લાગ્યાં. તેઓએ પણ સહેરની દુર્ગંધમાં વધારો કીધો. માણસો તથા તેની સાથે સંબંધ રાખનારાં પ્રાણીઓનો આ પ્રમાણે નાશ થતો હતો, અને માંસભક્ષક પશુઓના મનને મોટો ઉત્સવ થઇ રહ્યો હતો. દુકાળ તથા મરકીને લીધે જેવો લોકોની શરીરની અવસ્થામાં ફેરફાર થયો, તેવોજ તેઓની મનની સ્થિતિમાં પણ ફેરફાર થયો હતો. માણસમાં જે દુષ્ટ તથા નઠારા ગુણો હોય છે, તેઓ સઘળા આ વખતે માલમ પડતા હતા. કોઈ કોઇનું નહિ. સૌને સૌનું લાગ્યું હતું. લોકોનાં મનમાંથી ધર્મનો અંશ જતો રહ્યો; પરમેશ્વરને તેઓ ભૂલી ગયા. મોતનો ડર તથા મુએલાં માણસને વાસ્તે માન એ બન્ને જતાં રહ્યાં. આ સઘળી આફત જોવાથી તથા મોત તેઓની પાછળ પાછળ ડગલાં ભરતું હતું તે વિચારથી ઈશ્વર તરફ મન લઇ જવાને, તથા શોકાતુર થઇને શાણપણ તથા ગંભીરાઇ પકડવાને બદલે તેઓ ઉલટા ખુશી થતા, આણીગમ તેણીગમ અતિ આનંદમાં ફરતા દેખાતા હતા. તેઓનાં મગજ ભૂખથી ફરી ગએલાં હતાં. આવી અસ્વાભાવિક વર્તણુક બીજા કોઈ પણ કારણને લીધે તેઓએ પકડી હતી; એ ગમે તેમ હોય તોપણ દિવસે અને રાત્રે કેટલાંએક બિહામણાં ભૂત જેવાં માણસોનાં ટોળાં રસ્તામાં મોટે અવાજે તથા ખુશીથી ગાતાં, વાજીંત્રો વગાડતાં, તથા ઘણો શોર કરતાં જતાં હતાં. એ પ્રમાણે કરવામાં તેઓની મતલબ કાંઇ પણ જણાતી

ન હતી. તેઓ માત્ર વખત કાઢવાને તથા મોતનો વિચાર દૂર કરવાને ફરતાં હતાં. કેટલાંએક માણસો સનેપાતના જોરમાં બહાર નીકળીને ફરતાં અથવા દોડતાં; તેઓ ગાતાં, બૂમ પાડતાં અથવા વગર અર્થનું અને વગર મતલબનું બોલતાં, અને છેલ્લી વારે એવા જોરથી ખડખડ હસી પડતાં કે આખો મહોલ્લો ગાજી રહેતો. એ પ્રમાણે શહેરની અવસ્થા થઇ રહી હતી.

નંદશંકર તુળજાશંકર.

---

# સ્ત્રીઓના ધર્મ.

---

[ સ્ત્રીઓ સંબંધી પુરુષો કેવો ખ્યાલ રાખે છે, તે સર રમણભાઇએ તેમની રમુજી શૈલીમાં આ લેખમાં બતાવ્યું છે. આ લેખ "રાઇનો પર્વત" એ નાટકમાંથી લેવામાં આવ્યો છે. કલ્યાણકામ રાજ્યનો મંત્રી અને સાવિત્રી મંત્રીપત્ની છે; વંજુલ તેમને ઘેર આવતો બ્રાહ્મણ છે. ]

[ સ્થળઃ કલ્યાણકામની હવેલી. ]

(સાવિત્રી, કમળા, વંજુલ અને બીજાંઓ રસ્તે પડતા રવેશમાં બેઠેલાં પ્રવેશ કરે છે. ઘણાં સ્ત્રીપુરુષો રસ્તે બે બાજુએ ઉભાં છે.)

કમળા—સવારી અહીં આવી પહોંચતાં સુધી સૂર્ય રોકાય અને આથમે નહિ એવી સિદ્ધિ, વંજુલમિશ્ર, તમારા બ્રહ્મતેજ વડે કરો, કે જેથી સવારી અહીં આવે ત્યારે મહારાજનું મોં બરાબર જોઇ શકાય.

વંજુલ—નહિ તોએ ક્યાં કમળાદેવીને અમારા બ્રહ્મતેજ પર શ્રદ્ધા છે? કોઇ દહાડો એમને ત્યાં ભોજન કે દક્ષિણા અમે પામ્યા નથી.

કમળા—તમારૂં બ્રહ્મતેજ બતાવો તે વિના શ્રદ્ધા શી રીતે થાય?

વંજુલ—અમારામાં તેજ હોયા વિના પ્રધાનજી અમને સંઘરતા હશે? એ તો પ્રધાનજીને જરા એકાંતમાં વિચાર કરવાની ટેવ છે. બાકી, અમને સલાહ આપવાની તક આપતા હોય, તો રાજકાર્યોમાં કાંઇ ન્યૂનતા ન રહે. પણ, શ્રીમતી સિવાય બીજું કોઇ એમના મનની ગુંચવણ જાણે નહિ એટલે શું કરીએ?

સાવિત્રી—રાજ્યકાર્યોની મંત્રણામાં સ્ત્રીઓની સામેલગીરી ન કરવી જોઇએ એવો તારો મત છે?

વંજુલ—મારા મતનું તો શું ગજું? પણ મનુસ્મૃતિમાં કહ્યું છે, કે રાજ્યકાર્યોના મંત્રસમયે બહેરાં, મુગાં, આંધળાં, લુલાં, પાંગળાં, માંદાં, ઘરડાં, ખોખરાં અને સ્ત્રીઓ એ સહુને દૂર રાખવાં; કેમકે તેઓ છાની વાત ફોડી દે છે; અને સ્ત્રીઓમાં એ ખામી વિશેષ હોય છે.

સાવિત્રી—એ તને ખરૂં લાગે છે?

વંજુલ—શાસ્ત્રમાં કહ્યું એટલે અક્ષરે અક્ષર ખરૂં. એમાં મને લાગવાનું કયાં રહ્યું?

સાવિત્રી—હું એમ પૂછું છું કે સ્ત્રીઓ એવા અવિશ્વાસને પાત્ર છે, એમ તને પોતાને તારો અનુભવ લક્ષમાં લઇ વિચાર કરતાં ખરૂં લાગે છે?

વંજુલ—મનુ ભગવાને તો દ્રોહભાવ અને અનૃત એ સ્ત્રીઓના ગુણ ઠરાવ્યા છે. તે પછી, મારે વિચાર કરવાની શી જરૂર?

કમળા—મનુ ભગવાને તો એમ પણ કહ્યું છે કે સ્વર્ગ દારાધીન છે, અને પત્ની વડે પતિને અને પતિના પિતૃઓને સ્વર્ગ મળે છે.

વંજુલ—એ તો અર્થવાદની અતિશયોક્તિ છે. હોમ કરતી વખતે છાણું લાવી આપનાર જોઇએ, ને ધુમાડામાં બીજું કોઇ ઉભું

રહે નહિ, માટે એ કામ બાયડીને માથે નાખ્યું, અને તે છાણાં લઇ ત્યાંની ત્યાં હાજર રહે માટે તેને હોમ કરતી વખતે ધણી જોડે બેસવાનું ઠરાવ્યું. બાયડી વિના છાણાં આવે નહિ, છાણાં વિના હોમ થાય નહિ, અને હોમ વિના સ્વર્ગ મળે નહિ; માટે બાયડીને લીધે સ્વર્ગ મળે છે એમ કહ્યું છે. બાયડીઓ પોતાને ધર્મપત્નીની મોટી પદવી મળે છે એમ સમજી હોમના ધુમાડામાંથી ખસી ન જાય, એ માટે આવાં વચન શાસ્ત્રમાં કહ્યાં છે.

કમળા—કેવું અગાધ પાંડિત્ય? ધર્મપત્ની એટલે છાણાં આપનારી દાસી, એ હવે સમજાયું. મનુસ્મૃતિમાં નારીઓની પૂજા કરવાનું અને તેમને રાજી રાખવાનું કહ્યું છે, તેનો અર્થ પણ આવોજ કંઇ હશે?

વંજુલ—ઘરેણાં, લુગડાં અને ભોજન એ ત્રણ વડેજ સ્ત્રીઓની પૂજા કરવાનું મનુ ભગવાને કહ્યું છે. ઘરેણાં, લુગડાં વસાવ્યાથી આપણા ઘરની મિલ્કત થાય, અને વળી તે સ્ત્રીઓ પાસેથી પાછાં લઇ લેવાં નહિ, એવું મનુ ભગવાને ક્યાં કહ્યું છે? અને બાયડી ખાય તે વિના ઘરનું કામકાજ શી રીતે કરે? ઘોડા અને બળદ પાસે કામ લેવાનું હોય, તે પ્રમાણે તેમને આપણે વધતી ઓછી રાતબ નથી આપતા? બાયડીઓ જાણે કે અમારૂં મન રખાય છે, ને ફાયદો થાય ધણીઓને એવો સ્મૃતિનો હેતુ છે.

સાવિત્રી-ભગવંત તને રાજમહેલમાં પુરોહિતની પદવી અપાવે, તો તારા શાસ્ત્રજ્ઞાનનો લાભ મહારાજને મળે, અને તે દ્વારા આખા દેશનો ઉદ્ધાર થઇ જાય.

વંજુલ—ભગવન્તને મેં એક બે વખત એવી વિનંતી કરેલી, પણ તેમણે કહ્યું કે રાજાના પુરોહિતને તો રાજા સાથે યુદ્ધમાં જવું પડે તે તું જઇશ? તેથી મેં વિચાર કરીને જવાબ દેવાનો બાકી રાખ્યો છે.

* * * * *

વંજુલ—આટલી બધી ઘોડાની શી ઉઠવેઠ! હું હોઉ તો એવો ઘોડો પાંજરાપોળમાં મોકલી દઉં.

કલ્યાણકામ—તું કદી ઘોડા ઉપરથી પડયો છે?

વંજુલ—કોઇ દહાડો ઘોડે બેઠોજ નથી ને?

સાવિત્રી—આવતા લગનગાળામાં તારે ઘોડે બેસવાનું આવશે.

વંજુલ—(મ્હોં મલકાવીને) ભગવન્તની અને આપની કૃપા.

કલ્યાણકામ—વંજુલ! ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરનારની પદવી પૂજ્ય થાય છે, પણ તારી આટલી થોડી બુદ્ધિ જોઇ તને કોણ પૂજ્ય ગણુશે?

વંજુલ—આપની નજરમાં મારી બુદ્ધિ થોડી હશે, પણ મારી બાયડી આગળ તો હું પરમેશ્વરથી પણ અધિક થઇશ.

કલ્યાણકામ—તેં ગીતામાં નથી વાંચ્યું કે પરમેશ્વરના સમાન કોઇ નથી, તો અધિક ક્યાંથી હોય?

વંજુલ—એ સિદ્ધાંત તો પુરુષો માટે છે, સ્ત્રીઓ માટે નથી. હું તો બાયડી પાસે નિયમ પળાવીશ, કે નિત્ય હું બારણેથી આવું ત્યારે દીવો લઇને મારી આરતિ ઉતારે.

કલ્યાણકામ—આરતિ ઉતારવાને બદલે તને પીવાનું પાણી આપે તો વધારે સારૂં નહિ?

વંજુલ—તરસ્યો આવ્યો હોઉં તો આરતિ પુરી થતાં સુધી વાટ ન જોવાય એ ખરૂં. પાણીએ હાજર રાખવાનો હુકમ કરીશ. હું પાણી પીતો જઇશ, અને બાયડી આરતિ ઉતારતી જશે.

સાવિત્રી—વંજુલ! હું ભગવન્તની આરતિ ઉતારતી નથી, એ તને ઘણું અયોગ્ય લાગતું હશે?

વંજુલ—મારી બુદ્ધિની આપને કિમ્મત નહિ તેથી શી રીતે કહું? બાકી એતો પરમ કર્ત્તવ્ય છે. હું તો મારી બાયડી પાસે પતિવ્રતાના બધા ધર્મ પળાવીશ. મારા જમી રહ્યા પછી મારી અજીઠી થાળીમાં

જમે, હું આરામ કરૂં ત્યારે મને પંખો નાખે, હું માર મારૂં તોપણુ એક શબ્દ ના બોલે, એ બધા સતીધર્મના નિયમો સખત રીતે પળાવીશ.

કલ્યાણકામ—તું પોતે કોઇ નિયમ સખત રીતે પાળીશ ખરો કે?

વંજુલ—સ્ત્રીઓ માટે પુરુષોએ ઠરાવેલા નિયમ સ્ત્રી પાસે પળાવવા એટલોજ નિયમ સ્ત્રી પરત્વે પુરુષે પાળવાનો છે.

કલ્યાણકામ—તારી સ્ત્રીને તારી અજીઠી થાળીમાં જમાડીશ, તેથી કેવું ફળ પ્રાપ્ત થશે? તારો હક બજાવ્યાનો તને સંતોષ થશે, કે તારી સ્ત્રીને પોતાનું કર્તવ્ય કર્યાનું પુણ્ય થશે?

વંજુલ—આપ ઘરમાં એ નિયમ પળાવતા નથી, તેથી આપને આવી શંકા થાય છે. આવા આચારથી ધણી તરફ બાયડીની પૂજ્ય બુદ્ધિ કેળવાય. તે વિના બાયડીને ધણી પર પ્રેમ થાય નહિ, અને તેમનો સંસાર સુખી થાય નહિ.

કલ્યાણકામ—તારી અજીઠી થાળીમાં જમ્યા વગર પણુ તારી સ્ત્રીને તારા પર પૂજ્યભાવ અને પ્રેમ થાય તો?

વંજુલ—પણુ તે કાયમ રહે એનો શો ભરોસો?

કલ્યાણકામ—તારી સ્ત્રીની અજીઠી થાળીમાં જમ્યા વગર તારો તેના પર પ્રેમ કેમ કાયમ રહેશે?

વંજુલ—મારે કાંઇ પૂજ્યભાવથી પ્રેમ કરવાનો છે? મારે તો માલીકપણુાથી પ્રેમ કરવાનો છે.

સાવિત્રી—સ્ત્રીઓને માટે બધા નિયમો પુરુષોજ કરશે, કે થોડા નિયમો સ્ત્રીઓને પોતાની મેળે કરવા સારૂ રહેવા દેશો?

વંજુલ—ત્યારે અમારી આ મુછો શા કામની?

સાવિત્રી—મુછોથી બાયડીને મારવાની અને અજીઠું જમાડવાની પ્રેરણા થતી હોય, તો એવી મરદાનગી વિના દુનિયાને ચાલે તેમ છે.

રમણભાઈ મ. નીલકંઠ.

---

# કંજુસ ડોસી અને તેનો ભત્રીજો.

---

તે વખતે કેટલાએક ગુજરાતના લોકો એકઠા મળીને ગોકુલ મથુરાંજીની જાત્રાએ જતા હતા તેઓ તેમને મળ્યા. આવો સંઘાત જોઇને માધવ તથા મોતીશા પણ તેઓમાં સામેલ થયા, અને તેઓ બદ્રિકેદારનાથની જાત્રાએ જાય છે એમ તેઓએ બીજા લોકોને કહ્યું. સંઘના લોકો જુદી જુદી જ્ઞાતિના હતા. તેઓ બપોરે કોઇ ઝાડ નીચે જુદા જુદા ચુલા બનાવીને રસોઇ કરતા, અને તડકાનો વખત ગાળીને પાછલા પહોરના અને થોડી રાત જાય ત્યાં સુધી ચાલતા. કેટલાએક ઘોડા ઉપર, અને કેટલાએક ગાડામાં બેસીને મુસાફરી કરતા. એ લોકોના સમાગમથી માધવ તથા તેના સોબતીને ઘણી ગમત થઇ, અને તેથી રસ્તો પણ ઘણો નીકળી ગયો. એ સંઘમાં એક વાણીઆની નાતની ઘરડી ડોસી હતી. તે એટલી તો વહેમી હતી, તથા તેની પાસે જે પુંજી હતી તે જાળવવાની તેને એટલી તો ફીકર હતી, કે બીજા લોકો જાત્રાએ જાય છે તે વખતે પોતાની માલમતા પોતાના ગામમાં સગાને અથવા કોઇ બીજા વિશ્વાસુ માણસને સોંપી જાય છે, તેમ તે ડોસીએ કીધું ન હતું. આશરે સો મોહોર જે તેણે દળીખાંડીને તથા બીજાં વૈતરાં કરીને મેળવી હતી, તેનું એક પોટલું બાંધીને તે પોતાની પાસેજ રાખતી, અને રાતે ઊંઘતી વખતે તે પોટલું તેની બગલમાં ઘણા જોરથી દાબીને સૂતી. તેની ઊંઘ એવી કુતરાના જેવી હતી, કે તેને કોઇ જરા અડકે તો જાગી ઉઠી શોરબકોર કરી આખો સંઘ જગાડી દેતી. એ ડોસીની આવી રીતથી તેને સઘળા ચીડવતા હતા, આખે રસ્તે મશ્કરી કરતા, અને રાત્રે ઘણી વાર તેને છેડી છેડીને તેને ભર ઊંઘમાંથી જગાડયા કરતા હતા. તેને તે પૈસામાંથી એક પણ ખરચવો પડતો, ત્યારે તેનો

જીવ જવો બાકી રહેતો. જાત્રામાં ધર્મદાન થાય અને જે બાકી રહે તેમાંથી તેના મુઆ પછી નાતમાં છુટું ઘી પીરસાય, એ તેની મોટામાં મોટી ઉમેદ હતી. જીવતાં તો નાતના તરફથી આબરૂ મળી નહિ, ત્યારે મુઆ પછી ઉજવવું અને નાતના લોકો પાસે વાહ-વાહ કહેવડાવવી એ તેને સ્વર્ગે જવા બરાબર ખુશી ઉપજાવનારૂં હતું; બલકે તેમ કીધાથી વૈકુંઠ જવાશે એમ તેને પક્કી ખાતરી હતી; કેમકે તેનો એવો અભિપ્રાય હતો કે જેની મુઆ પાછળ વાહ વાહ થઇ તે પરમેશ્વરને ત્યાં પણ સારીજ ગતિ પામે. તેનો એક ભત્રીજો તેની સાથે આવેલો હતો. તે ઘણી ગરીબ હાલતમાં હતો, અને અગર જો તે ડોસીને કાંઇ છોકરાં ન હતાં, અને તેના પૈસા ખાનાર એ ભત્રીજા સિવાય બીજું કોઈ ન હતું, તોપણ જ્યાં સુધી તે જીવતી રહે ત્યાં સુધી તે ભત્રીજો ભૂખે મરી જાય, તોપણ તેને એક પૈસો પણ આપતી નહિ. ડોસીનો વિચાર એવો હતો કે મરતી વખતે તે પુંજી નાતના પટેલને સોંપવી, અને તેમાંથી તેના કહ્યા પ્રમાણે તેની મૈયતનો ખરચ થયા પછી જે બાકી રહે તે તેના ભત્રોજાને સોંપાવવું. એટલું છતાં પણ તે ડોસીનું તેના ભત્રીજા ઉપર ઘણુંજ હેત હતું, અને તે જ્યારે માંદો પડતો ત્યારે તે મરશે તો પાછળ કોઇ પોતાને આગ મૂકનાર રહેશે નહિ, એ ફીકરથી તે તેની પોતાના છોકરા જેટલી બરદાસ કરતી હતી: તોપણ જ્યારે તે પોતાના દુઃખની વાત તેની આગળ કરતો, ત્યારે ત્યારે તે વાત બદલી નાખતી, અથવા મારી પાસે કાંઇજ નથી એમ કહેતી. હવે ભત્રીજાને એવી ડોસી ઉપર હેત કયાંથી હોય ? ચાર દહાડા લાંઘણ કીધી હોય તોપણ ડોસી સુકો રોટલો પણ તેને ખવડાવે નહિ, તો એક પૈસો તો કયાંથીજ આપે ? માટે તે ડોસીની મરવાની ઘણી આતુરતાથી રાહ જોતો હતો, પણ જેમ તેની તેને મારવાની ઉતાવળ તેમ ડોસીનું આવરદા લાંબું થતું, અને તેને ઘણા ઘણા રોગ થઇ ગયા, તોપણ રીઢા વાસણની પેઠે તેના શરીરને જરા પણ નુકસાન

લાગ્યું ન હતું. ભત્રીજાની પૈસા તરફની અવસ્થા વધારે વધારે ખરાબ થતી ગઇ, અને ડોસીનો લોભ દહાડે દહાડે વધતો ગયો. જ્યારે ડોસી જાત્રાએ જવા નીકળી, ત્યારે તેને એ પૈસા સોંપશે એવી તેણે આશા રાખી તે પણ ભંગ થઇ, ત્યારે પોતાની પાસે જે કંઇ સામાન હતો તે વેચીને તેના થોડાએક પૈસા ઉપજાવ્યા, અને તે લઇ તે પણ ડોસીની સાથે જવા નીકળ્યો. ડોસીને તે જરા પણ પરવડયું નહિ, પણ શું કરે ! લાચાર ભત્રીજાએ જતી વખતજ નિશ્ચય કીધો કે હવે વધારે વાર સબુરી ન રાખતાં રસ્તામાંજ તેને ઠાર કરવી અને તેના પૈસા લઇ લેવા; પણ તે એટલી તો જાગૃત રહેતી તથા ત્યાં લોકોની આખી રાત એટલી તો વસ્તી હતી, કે તેના દુષ્ટ વિચાર તેનાથી હજુ સુધી અમલમાં લવાયા ન હતા. તેને લાગ મળતો નહોતો તેથી તે ઘણો હીજરાયા કરતો હતો, અને જેમ જેમ દહાડા જતા ગયા, તેમ તેમ તેના ખૂની વિચાર વધારે દૃઢ થતા ગયા.

એક વખત મધ્યરાત્રે સઘળાં ભર ઊંઘમાં પડેલાં હતાં તે વખતે પેલો ભત્રીજો ઉઠયો, અને તેણે ડોસી પાસે જઇ એકદમ ગળચી પકડી, અને તે બૂમ પાડવાને મ્હોં ઉઘાડે એટલામાં એક ચીથરાનો ડુચો તેમાં ઘાલી દીધો. પછી ડોસીની ગળચી એવા જોરથી દાબી કે તે ગુંગળાઇને તરતજ મરણ પામી; ત્યાર પછી તેની બગલમાંથી પોટલું કાઢી પાસેના ઝાડ નીચે ખાડો ખોદીને દાટયું, અને ત્યાં સારી પેઠે નિશાની રાખી પાછો સૂઇ ગયો. બીજે દહાડે સવારે વહેલા જ્યારે લોકો ઊઠયા ત્યારે તેઓએ ડોસીને જગાડવા માંડી, પણ ડોસીમા તો સ્વધામ પધારેલાં તેથી કાંઇ જવાબ દીધો નહિ, એટલે લોકોએ જગાડવા સારૂ તેની બગલમાં હાથ ઘાલ્યો પણ પોટલું માલમ પડયું નહિ. તે ઉપરથી સઘળાઓને વહેમ પડયો, ને દીવો મંગાવીને જોયું તો ડોસીને મુએલી જોઇ, પણ તેનું મોત શી રીતે થયું તે કોઇથી નક્કી થયું નહિ. એવી ગડબડ થતાંજ તેનો ભત્રીજો

દોડતો આવ્યો, અને એકદમ મોટો ધાંટો કાઢી છાતી કૂટી રડવા મંડયો. ડોસીને કોઇએ મારી નાખી અને તેના પૈસા કોઇ લઇ ગયું એવી વાત થવા માંડી. એટલામાં ભત્રીજાએ આંખ લૂછી સાવધ થઇ આસપાસ જોયું, અને કહ્યું કે આ નવા જાત્રાળુઓ આવેલા છે તેમાં એક તો શ્રાવક છે તેથી તે તો એવી હત્યા કરે નહિ, પણ બીજો બ્રાહ્મણ છે તેના ઉપર મને ઘણો શક જાય છે. તેણેજ ખૂન કીધું હશે માટે તેનો ઝાડો જોવો. એટલું સાંભળતાંજ તેણે તથા બીજા લોકોએ માધવને પકડયો, અને તેનો સઘળો સામાન જોયો, તેમાં કેટલાએક પૈસા નીકળ્યા તે ડોસીના છે એમ તેનો ભત્રીજો કહેવા લાગ્યો, અને માધવને ઘણુંએ સમજાવ્યો તોપણ તેણે એવું કબ્લાજ કીધું કે એ તો મારા છે. માધવના કહેવાથી તે ભત્રીજાને પતીજ થઇ નહિ, તેથી પાસેના ગામના રાજા આગળ ફરિયાદ કરવી, અને ખરો ખૂની માધવ છે કે નહિ, તેની તજવીજ કરાવવી એમ ઠર્યું.

નંદશંકર તુળજાશંકર.

---

# માધવના વેર સંબંધી વિચાર.

[ગુજરાતના છેલ્લા રજપુત રાજા કરણ વાઘેલાએ તેના પ્રધાન માધવની પત્નીનું હરણ કર્યું. માધવ તે સમયે પરગામ હતો. તેનો ભાઇ કેશવ પોતાની ભાભીનું રક્ષણ કરતાં મરાયો. જ્યારે તે આવ્યો અને તેને ખબર પડી તે વખતના વિચારો આ લેખમાં દર્શાવ્યા છે. માધવ ત્યાર પછી દિલ્હી જઇ અલ્લાઉદ્દીન ખીલજીને ગુજરાતમાં રાજ્ય સ્થાપવા તેડી લાવ્યો.]

શું માણસની અવસ્થા છે! મોટાઇ કેવી અનિશ્ચિત છે! આજ છે અને કાલ નથી. જેવું બીડમાંનું સુકું ઘાસ, જેને બળતાં જરા પણ વાર લાગતી નથી. સૂર્યાસ્ત થતી વખતની જેવી છાયા, તે વખતે તો ઘણી મોટી દેખાય છે, પણ થોડી વાર પછી નહિ સરખી થઇ જાય છે; તે તો એક નિદ્રાનું સ્વપ્નું. જાગ્યા એટલે કાંઇ મળે નહિ. દશેરાને દહાડે કેવી સ્થિતિ, અને આજ કેવી? આશરે દસ કોશ સુધી દમ ખાધા વિના પગે ચાલીને હું ઇહાં આવી પહોંચ્યો. બધા ચાકર, સિપાઈ, મારા આજ કયાં ગયા? હું તો એકલો ફરૂં છું, તોપણ હું જીવું છું એટલી મહાદેવજીની કૃપા છે. જો હું પણ મરી ગયો હોત તો એ દુષ્ટ રાજા સુખેથી બેસત: પણ હું પણ હવે તેનો દુશ્મન થઇ ભટકયાં કરીશ, અને તેને એક દહાડો પણ ચેહેન પડવા દઇશ નહિ. એનું વેર લીધા વિના રહેવાનો નથી. અરે ક્રોધ–પુત્ર વેર, તું મારી છાતીમાં જાગ્રત થા. હવે તારૂં કામ છે. જ્યાં લગી આ દેહમાં આત્મા છે, ત્યાં સુધી તું એ છાતીમાંજ વાસો કરજે. વેર તો આખા જગતમાં પથરાએલું છે. કદાપિ કેટલાંક પુસ્તકોમાં તેની નિંદા કીધેલી હશે, પણ તેથી કાંઇ તેની શક્તિ જરા પણ ઘટી નથી. નિર્જીવ પદાર્થો પણ વેર લે છે. જો હું આ ભીંત પર મારા હાથ ઠોકું,

તો તે ભીંત મને સામું તેટલુંજ મારે છે. તે શું વેર નથી લેતી ? કુતરાને પત્થર મારીએ તો તે સામો ભસીને કરડવા નથી આવતો ? સાપને પગ તળે છૂંદીએ, તો તે આપણને કરડીને આપણો પ્રાણ નથી લેતો ? એ પ્રમાણે કયું અવાચક પ્રાણી જેનામાં વેર લેવાની શક્તિ છે, તેને ઉપદ્રવ કીધા છતાં તે સામું વેર નથી લેતું ? વળી માણસને ધર્મશાસ્ત્રમાં ક્ષમા કરવી, દયા લાવવી, એ વગેરે બોધ થયાંજ કરે છે, તોપણ તેઓ વેર લીધા વિના ચૂકતાં નથી. દેવતાઓ પણ વેર લે છે, એવી વાતો આપણે પુરાણમાં ક્યાં નથી વાંચી ? વેર તો જગતનું રક્ષણ છે. જો કોઇ વેર લે નહિ તો દુનિયા ચાલે પણ નહિ. જો કોઈ માણસને કોઇ ટપલો મારે તો તે સામા બે મારે છે. જો તેનામાં તેમ કરવાનું જોર નહિ હોય તોજ ક્ષમા કરે છે, અથવા રાજા આગળ ફરિયાદ કરી તેને શિક્ષા કરાવે છે. એ તો " **अशक्तिमान् भवेत् साधुः**" । જો એક માણસ બીજા કોઇનો કાંઇ માલ ચોરી જાય, અથવા તેને બીજી કોઇ પણ રીતે કાંઇ નુકસાન પહોંચાડે તો તે તેનું વેર લે છે, અથવા લેવડાવે છે. ડાહ્યા પુરુષો કહે છે, જો સઘળા લોકો પોતાના ઉપર ગુજરેલા અન્યાયને માટે પોતાની મરજી પ્રમાણે વેર લે તો દુનિયાની અવ્યવસ્થા થઇ જાય, અને જલદી તે લય પામે, માટે હરેક ગુનાને વાસ્તે રાજાને ફરિયાદ કરવી, અને જો તેનાથી દાદ ન મળે તો પરમેશ્વર તરફથી ઇન્સાફ મળશે એવો દૃઢ વિશ્વાસ રાખી બેસવું; પણ રાજા કાંઇ હંમેશાં એવો નિષ્પક્ષપાત હોતો નથી અથવા ખરેખરો ન્યાય કરતો નથી, અને ઘણીએક વખતે તેમ થઇ શકતું પણ નથી. રાજા પોતેજ જ્યારે અપરાધી હોય, ત્યારે તેનો ઇન્સાફ કોણ કરે ? કોઇ લાચાર થયા વિના પરમેશ્વરના ઇન્સાફ ઉપર રહેવા દેતું નથી. એ તો મન વાળવાની વાત છે. જો મન મોટું રાખી આપણે હરેક ગુનેગારને ક્ષમા કરી જવા દઇએ, તો દુનિયામાં ગુનેગારની સંખ્યા વધી જાય, અને જેટલા ગુના થાય તે સઘળાનું પાપ આપણે માથે પડે. પરમેશ્વરની શિક્ષાથી થોડાજ બીએ છે. કોઇ તે જોઇ આવ્યું

છે? જો સરકાર ઇન્સાફ મૂકી દઇને લોકોને કહે, કે જે ગુનો કરશે તેનો બદલો તેને પરમેશ્વર તરફથી મળશે, તો પછી ગુનો કરવાથી કેટલા અટકે છે તે જણાય, માટે વેર તો લેવુંજ જોઇએ; અને જ્યારે આપણી બાબતમાં ગુનેગાર રાજા છે, ત્યારે સ્વહસ્તે વેર લેવું અને તે જો ન લેવાય તો તેને પરમેશ્વરને સોંપવો.

નંદશંકર તુળજાશંકર.

---

# એકાગ્રતા.

---

કુરુકુળગુરુ દ્રોણાચાર્યે પોતાના શિષ્યોની અસ્ત્રવિદ્યાની પરીક્ષા લેવાના ઇરાદાથી એક દિવસ બધાને એકઠા કરીને એક ઉંચા ઝાડ ઉપર એક બનાવટી પક્ષી મૂકીને બધાને કહ્યું, " તમે તેને તાકીને તીર ફેંકવાને તૈયાર થાઓ; હું જ્યારે કહીશ, ત્યારે તમારે તે પક્ષીની આંખ ફોડવી પડશે." એવું કહીને તેણે સર્વથી પહેલા યુધિષ્ઠિરને સંબોધીને કહ્યું, " વત્સ, તું પેલા પક્ષીની આંખ ઉપર તાકીને તીર પકડ, પરંતુ હું ન બોલું ત્યાં સુધી તીર ફેંકતો ના." યુધિષ્ઠિરે કહ્યું, " જેવી આજ્ઞા." ત્યાર પછી દ્રોણે પૂછ્યું, " યુધિષ્ઠિર! તું શું જુએ છે?" યુધિષ્ઠિરે કહ્યું, " હું આપને, ભાઇઓને, ઝાડોને અને ઉડતાં પક્ષીને જોઉં છું. આ સાંભળીને આચાર્યે અપ્રસન્ન મનથી યુધિષ્ઠિરને દૂર કર્યો. પછી દુર્યોધન, દુઃશાસન, ભીમ, નકુલ, વગેરે શિષ્યોને એક પછી એકને બોલાવ્યા અને સર્વેને ઉપર પ્રમાણે પૂછ્યું. સર્વેએ યુધિષ્ઠિરની પેઠે જવાબ દીધો. ત્યાર પછી તેણે અર્જુનને બોલાવીને તેને ઉપર લખેલો પ્રશ્ન પૂછ્યો, ત્યારે અર્જુને કહ્યું, " મહાશય! હું કેવળ પક્ષીની આંખ જોઉં છું, બીજું કંઈ જોતો નથી. " આ સાંભળી આચાર્યે હષ્ટ મનથી તીર ફેંકવાનું કહેતાંજ અર્જુને પક્ષીની આંખ ફોડીને જમીન ઉપર પક્ષીને પાડયું.

ત્યારે દ્રોણાચાર્યે સર્વના ઉપર આંખ ફેરવીને કહ્યું, " જુઓ, જે કામ કરવું હોય તેમાં દૃઢ રીતે મન લગાડવું જોઇએ. દૃઢ મન લગાડયાથી તે કામની સાથે મનની તન્મયતા ઉત્પન્ન થાય છે. તન્મયતા જન્મ્યાથી તે વેળાએ મનમાં તે કાર્યના સિવાય સંસારમાં બીજી કોઇ વસ્તુ જણાતી નથી, અને જો તમારા મનની એકાગ્રતા થાય તો તે કામ જરૂર થઈ જાય છે. અર્જુન પક્ષીની આંખ ઉપર તાકીને એકાગ્ર મનની સાથે તન્મય થયો હતો, એથી તેના સિવાય બીજું કંઇ પણ જોતો નહોતો; તેથી એણે સહેલાઇથી પક્ષીની આંખ ફોડી. તમે સર્વે તેમ કરી શકત નહિ; કારણ કે આંખની સાથે તમારા કોઇના પણ મનની તન્મયતા ઉત્પન્ન થઇ નહોતી. તેમ ન થવાનું કારણ એ છે કે તમારાં મન ચંચળ છે. આંખના ઉપર લક્ષ્ય કરવાના વખતે તમારૂં મન કદી પણ ખરી રીતે સ્થિર થયું નહોતું. જો સ્થિર થયું હોત, તો કદી પણ તે વેળાએ બીજું કંઇ જોવા પામત નહિ." અર્જુનની આંખનું લક્ષ્યકરણનું દૃષ્ટાન્ત યાદ રાખીને સર્વએ પોતપોતાના કાર્યમાં એકાગ્ર મન રાખતાં શીખવું જોઇએ."

નારાયણ હેમચંદ્ર.

---

# વ્યવસ્થા.

પશ્ચિમ દેશના લોકોની આગળથી અને તેમાં વિશેષે કરીને અંગ્રેજ લોકોની પાસેથી નકલ કરવા જેવી સર્વથી મોટી વસ્તુ કહેવી હોય, તો વ્યવસ્થિતપણું છે. આ લોકોએ હિન્દુસ્તાનમાં જે પ્રભુત્વ સ્થાપ્યું છે, અને આપણાથી અજેય થઇને તેઓએ થોડા કાળમાં અહીં જે પગપેસારો કર્યો છે, એ સર્વ કાર્યમાં ઉપલો એક ગુણજ

છે એવું કહેવામાં કંઇ હરકત નથી. બાકી આપણા લોકો તેઓની જોડે થોડું લઢયા છે એમ નથી, તથા આપણી મરદાનગીના સંબંધમાં કંઇ ઓછાપણું હતું એમ પણ નથી. કેટલીક વાર હૈદરઅલી, યશવન્ત-રાવ, વગેરે શૂરવીરોએ તેમને તદ્દન હરાવી મૂકયા હતા, એ ઇતિહાસમાં પ્રસિદ્ધ છે; પણ તેઓની વ્યવસ્થા કંઇક લોકાંતર છે. તેની આગળ આપણા માણસો તદ્દન હારી ગયા ! હમણાં પણ પચીસ કરોડ માણસો ઉપર થોડા અંગ્રેજોનો જે અમલ ચાલે છે, અને તે વળી આવા મોટા દેશમાં કોઇ પણ ચૂંકે–ચાં કરતા નથી. આ બધો પ્રભાવ શેનો છે વારૂ ? એક સુવ્યવસ્થા છે, બીજું કંઇજ નથી. અંગ્રેજ લોકોનું કોઇ પણ વાત પર વર્ત્તન જુઓ. રાજકારભાર, વ્યાપાર, સામાન્ય વ્યવહાર, ચારે બાજુએ જાણે ઘડિઆળના ટકોરા થતા હોયની. ફલાણા વખતે ફલાણું કામ કરવાનું છે, એટલે તે વખતે તે થયુંજ એવું સમજવું. તેમાં જરા પણ ફરક પડવાનો નહિ ! સૃષ્ટિના વ્યાપારો જેમ અનાદિસિદ્ધ સુયંત્રથી ચાલેલા છે, તેવોજ પ્રકાર અંગ્રેજ લોકોનો કહીએ તો તેમાં કંઇ પણ હરકત નથી.

હવે ત્યાંથી આપણા દેશના માણસોની તરફ જો વળવામાં આવે, તો સઘળો પ્રકાશ ઘણોખરો ઉલટો જણાય છે. મોટા મોટા સંસ્થાનનાં કામથી લઇને તે સાધારણ ખાવાના કામમાં પણ એક જાતનો ગેરબંદોબસ્ત જોવામાં આવે છે તેનું કારણ શું ?

સુસ્તી, અંધાધુંધી, બેપરવા, કોઇના જોડા કોઇના પગમાં હોતા નથી. આ ગેરબંદોબસ્ત આપણામાં એટલો તો છે, કે દોષ પણ આપણને નજરે પડતો નથી. વૃદ્ધોના મુખમાં આપણી દરબારની અથવા મોગલાઇની તારીફ કોઇ કોઇ વખતે સંભળાય છે, તે કેવી ? કેવો અંધાધુંધી કારભાર ! કેવાં અલીજાહી કારખાનાં ! એ પાદશાહીએજ આપણી ખરાબી કરીને અન્નને માટે ટળવળાવ્યા છે. હજી સુધી આપણી આંખ ઉઘડી છે એવું નથી. આપણા શ્રીમંતોની શેઠાઇમાં ધૂળ તથા બાદશાહીમાં રાખ જણાય છે.

હવે એક બે વિષયનાં ઉદાહરણ આપીને વ્યવસ્થા સંબંધમાં આપણામાં અને અંગ્રેજોમાં કેટલું જુદાપણું છે તે દેખાડીએ છીએ.

પહેલું લૌકિક કૃત્ય એટલે સાર્વજનિક કલ્યાણને માટે ઉભી થએલી સભાદિકોનાં કામો; તેની વ્યવસ્થામાં સામાન્ય રીતે અંગ્રેજોની નકલ થાય છે, પણ તેના સંબધમાં લોકોનું નિયિમિતપણું કેટલું જોવામાં આવે છે તે કહીએ છીએ. કોઇ પણ કામ યત્ન કર્યા સિવાય પાર પડતું નથી. આ વિષયમાં કોઈના મનમાં સન્દેહ હોવો ન જોઇએ; પણ આ યત્નનો પ્રકાર આપણી મંડળીઓમાં એટલી તરેહનો જણાય છે, કે આ સભા નિયમિત વખતે ભરાવાનાજ સાંસા. પચાસ સો માણસોને ચાર વાગે આવવાની ચિઠ્ઠીઓ મોકલવામાં આવે છે, તોપણ સાડાચાર પાંચ વાગે સભા ભરાય, એ તો મોટાં ભાગ્ય સમજવાં. અડધાં માણસો તો મુદ્દલે આવવાનાં નહિ, અને તેમાંથી અડધીપડધી મંડળી લગભગ કામ પુરૂં થવાની વેળાએ આવે તો આવે. ફક્ત આવાહનની જો આટલી વ્યવસ્થા છે, તો મુકરર કામ વખતસર કર-વાનું, મનથી કામમાં તત્પર થવાનું, વગેરેની વાત તો ઘણેજ દૂર રહેવાની એ કહેવું પડે એમ નથી. આપણી સભામાં કેટલીકનો આવો પ્રકાર જોવામાં આવે છે, તથા આવ્યો પણ છે, કે એક સારો વ્યવસ્થિત તથા મહેનતુ માણસ આવ્યો તો તે જ્યાં સુધી હોય છે, ત્યાં સુધી તેનો કારભાર સારો ચાલે છે, પણ તે ગયો એટલે બધું પડી ભાગે છે. એનું કારણ એ કે આપણામાં એક માણસ જો ઉદ્યોગી નીપજે, તો તેનું કર્ત્તવ્ય તેની જોડે ચાલ્યું જાય છે; બીજા માણસોના જન્મસિદ્ધ ગુણમાં કદી પણ ફેર પડવાનો નથી.

બીજી વાત ખાવાની લો. આ સંબંધનો અનુભવ દર વર્ષે સર્વને છેજ. બોલાવવાની તાકીદ થાય છે કે ચાર વાગે બધાને તેડાં કરો, પછી ૭ વાગે આવવાના. તોએ વળી કેટલાકને બે તેડાં ગયાં, છતાં નહિ આવવાનાજ. ત્રીજી વખત તેડાં ગયા પછી લોકો ધીરે

ધીરે આવે છે. ખરેખર જોતાં આ બધું મૂર્ખપણું નથી કે શું? જેને વખતની કિંમત સમજાતી નથી; પોતાના એકલાને માટે સેંકડો માણસોને કારણ વિના પંગતમાં બેસાડી મૂકવાની શરમ લાગતી નથી.

યુરોપિઅન લોકોનો આ સંબંધનો ચાલ કેવો ઉત્તમ છે. તેડું ફક્ત એકજ ચિઠ્ઠીમાં હોય છે. પાંચ વાગતાનું તેડું હોય તો પોણા-પાંચ વાગતા સુધી કોઇને કંઇ પણ ગડબડ જણાતી નથી. પાંચના ટકોરા થયા કે તમામ મંડળી હાજર થવાનીજ. કોઈને આવવાનું બનતું ન હોય તો તેની માફીની ચિઠ્ઠીઓ હાજર થવાનીજ. આ ઉત્તમ વ્યવસ્થાથી સર્વને કેટલી સુગમતા થાય છે? આજ રીતિ સભાઓની હોય છે. ઘણું કરીને પાંચ મિનિટ પણ તેમાં વધારે ઓછું થવાનુંજ નહિ. બધું કામ એક સંચા પ્રમાણે થવાનુંજ.

આવીજ રીતે ઘરના કામકાજમાં પણ ગેરબંદોબસ્ત જોવામાં આવે છે. આજ કરીશું, કાલે કરીશું, એમ કરતાં મહીના ને મહીના થઇ જાય છે, તોપણ તેના ઉપર હાથ નાખવામાં આવતો નથી. આપણા વિદ્વાનોમાં તે ટેવ ઘણીક વેળાએ જોવામાં આવે છે. અંગ્રેજોના બીજા ખરાબ દુર્ગુણો પકડે છે, પણ નિયમિત કામ કરતા નથી.

આપણા દેશની અનિયમિત વ્યવસ્થા એવી તો ઠસી ગએલી છે, કે તેનાથી છૂટવું મુશ્કેલ છે. ગમે તો વિદ્વાન હો કે અવિદ્વાન હો, આપણું યંત્ર ખરાબ થયું છે, તે આજ સુધી તેવું છે. પરમેશ્વર કીયા સમયમાં સારી સ્થિતિમાં લાવશે તે કોણ જાણે? ક્યારે તે સુદિન આવશે તે કોણ જાણે!

નારાયણ હેમચંદ્ર.

---

# વેદાંતી બ્રાહ્મણો.

પહેલેજ દહાડે તેઓ એકલા અને વાટ દેખાડનાર કોઈ ભોમીઓ નહિ તેથી ભૂલા પડયા, અને ધોરી રસ્તો છોડીને એક જંગલમાં પેઠા. જેમ જેમ તેઓ આગળ ચાલતા ગયા તેમ તેમ જંગલ વધારે ગાઢું થતું ગયું, અને જ્યારે સાંજ પડી ત્યારે ત્યાં એટલું તો અંધારૂં થઈ ગયું, કે એક ડગલું પણ તેઓનાથી આગળ જવાયું નહિ. નિરાશ થઇ તેઓએ ઘોડા ઉપરથી ઉતરીને ઘોડા ઝાડ સાથે બાંધ્યા. જંગલી જનાવરોની દહેશતને લીધે તેઓ ઝાડ ઉપર ચઢી ત્યાં આખી રાત સુઈ રહેવાનો મનસુબો કરતા હતા, એટલામાં પાસેના ઝાડમાંથી બે બ્રાહ્મણો હાથમાં નાગી તરવાર લઇને તેઓની સામા આવી ઉભા રહ્યા. જ્યારે તે ચારે જણની આંખ મળી ત્યારે બ્રાહ્મણો બોલ્યાઃ "યજમાન રાજા, કલ્યાણમસ્તુ. અમે દક્ષિણા લેવા આવ્યા છીએ." માધવે આશ્ચર્ય પામીને તેઓની સામું જોઇ પૂછ્યું, "ગોર મહારાજ, તરવાર ઉઘાડી રાખી દક્ષિણા માગતા બ્રાહ્મણોને મેં મારી જિંદગીમાં આજેજ જોયા. તમારી હકીકત કાંઇ વિચિક્ષણ હશે, માટે કૃપા કરી તમે કોણ છો ? તમારો ધંધો શો છે તે કહો." બ્રાહ્મણો બોલ્યાઃ "યજમાન રાજા, અમે બે ભાઇઓ છીએ, અને અમે વેદાંતી ધર્મ પાળીએ છીએ; થોડાં વર્ષ ઉપર કાંઇ ધંધો ન મળતાથી અમે એવા તો દરિદ્રી થઇ ગયા, અને તેથી અમારી બાયડીઓ અમને એટલા તો રોજ ઠોક પાડવા લાગી કે કાંઇ પણ ધંધો કરવાનો અમે નિશ્ચય કીધો. એવામાં એક દહાડો વ્યાસજી વેદાંત ઉપર કથા કરતા હતા તે સાંભળવાને બેઠા. કથામાં વ્યાસજી બોલ્યાઃ "આ જગત માયારૂપી છે. ભાઇઓ, આ એક બાજીગરનો ખેલ છે. જેમ જાદુગર લોકો નજરબંધી કરી ધૂળ હોય ત્યાં પાણી દેખાડે છે, તેમ માણુસ સઘળું ખોટું દેખે છે. આ જગતમાં આત્મા અને પરમાત્મા સિવાય બીજું કાંઇ નથી.

જે પ્રાકૃતિક પદાર્થ આપણી ઇન્દ્રિયો વડે માલમ પડે છે તે ખરે-
ખર જગતમાં છેજ નહિ. એ તો માત્ર આભાસ છે. જેમ સ્વપ્નમાં
આપણને હજારો વસ્તુ દેખાય છે, શબ્દ સંભળાય છે, અને સઘળાં
ઇન્દ્રિયસુખ મળે છે, પણ જાગ્યા એટલે તેઓમાંનું કાંઇ ત્યાં હોતું નથી,
તેમ આ જગતમાં આપણી અવસ્થા સ્વપ્નવત્ છે. પદાર્થ કાંઈ છેજ
નહિ, માટે હે ભાઇઓ, જગતમાં લોકો પૈસો મેળવવાને જે શ્રમ કરે
છે તે સઘળા મિથ્યા છે. જેટલું લોકો મારૂં તારૂં કરે છે તે ફોકટ છે.
અલ્યા, મારૂ કાંઇ નથી, અને તારૂં પણ કાંઇ નથી." એ કથા સાંભ-
ળીને અમારા મન ઉપર એટલી અસર થઇ કે અમે વેદાંતી થઇ ગયા,
અને મારા અને તારામાં કાંઇ અંતર ન ગણવો એવો નિશ્ચય કીધો.
પછી એક વાર અમે અમારા યજમાનને ઘેર કાંઇ કામસર ગયા, ત્યાં
એક પૈસાની થેલી પડી હતી તે જોઇને અમે વિચાર કરવા લાગ્યા
કે આને માનવી પૈસો કહે છે, પણ ખરેખરો તો છેજ નહિ, એ તો
માત્ર આભાસ છે. વળી જગત કારમું છે તથા આવરદા ક્ષણભંગુર
છે, તેથી એ પૈસા મૂકીને યજમાનને કોઈ દહાડો જવું પડશે, અથવા એ
પૈસા યજમાનને મૂકીને જતા રહેશે, એ બેમાંથી એક વાત તો નિશ્ચય
બનવાનીજ. હવે યજમાન પૈસા મૂકીને હમણાં જાય એવો સંભવ
નથી, અને જાય તોપણ તેથી અમને કાંઇ લાભ થાય નહિ, ત્યારે
પૈસાએ આજે યજમાનને મૂકીને જવું જોઇએ. વળી મારૂં તારૂં એ
સઘળું મિથ્યા છે, માટે યજમાનના પૈસા અને અમારા પૈસા એમાં
ભેદ શો ? એમ વિચારીને તે થેલી ઉંચકી લીધી. અમે તે લઇને જતા
હતા, એટલે યજમાનના દુષ્ટ ચાકરોએ અમને પકડયા અને યજમા-
નના કહેવાથી અમને રાજા આગળ લઇ ગયા. રાજાની પણ આંખ ઉપર
માયાની અંધારી બાંધેલી, તેથી તેણે મારા તારામાં ભેદ ગણ્યો, અને
વેદ વ્યાસજીના વેદાંત મતથી વિરુદ્ધ ચાલીને અમને પાંચ વર્ષ બંધી-
ખાનામાં નાખ્યા. કારાગૃહમાં એટલાં વર્ષ મફતનું, વગર મહેનતે
ખાધાપીધા પછી અમને છોડી મૂક્યા. હવે શું કરવું ? જગત તો દુષ્ટ

માયામાં વિંટાએલું, અને પરમાત્મામાં લય પામવાનાં સાધન શોધવાને બદલે મારા તારામાં લઢી મરી ઘાંચીના બળદની પેઠે ચોરાશી લાખના ફેરા ફર્યા કરે છે. એવા લોકોમાં સર્વોત્કૃષ્ટ વેદાંત મત ચલાવવા જઇએ તો સંકટમાં આવી પડીએ, તેથી ઋષિઓની પેઠે વનવાસ કરવો એવો નિશ્ચય કીધો, અને જંગલમાં ત્રણ મહીના થયાં આવ્યા છીએ, પણ લાડુ ને ઘી ખાધેલાં તે હવે કંદ, મૂળ, ફળાદિનો આહાર શી રીતે થાય ? તેથી કોઇ યજમાન શોધવાને રાતની વખતે નીકળીએ છીએ. તમે પહેલાજ મળ્યા છો, માટે જો તમે વેદવ્યાસજીને માનતા હો તો લુગડાં, પાઘડી આદિ જેને તમે તમારૂં કહો છો તે અમારૂં કરો; નહિ તો આ તરવાર વડે પરમાત્માનો મેળાપ કરાવી આપીશું." માધવને એ બે વેદાંતી બ્રાહ્મણોની વાત સાંભળી ઘણું હસવું આવ્યું, અને પેટના દુઃખથી તેઓના મગજ ઉપર અસર થઇ છે એમ સમજીને તેઓને એક સોનાની મોહોર આપી, તે લઇને તે બન્ને ઘણા પ્રસન્ન થયા. વિદાય કરતી વખતે માધવે તેઓને બોધ કીધો કે હજુ વેદવ્યાસજીનો મત દુનિયામાં ચાલ્યો નથી, માટે હવે પછી જો તમે મારૂં તારૂં સમાન ગણવા જશો, તો આ તમારીજ તરવારથીજ તમનેજ પરમાત્મા સાથે ઓળખાણ કરવું પડશે. વેદાંતી ભાઇઓ તેઓને આશીર્વાદ દઈ ચાલતા થયા.

નંદશંકર તુળજાશંકર.

---

# બે ભાઇઓ.

રણના મેદાનમાંથી પ્રતાપ નાઠો, પણ તે વેળાએ પણ તેની વિપદ્દની શાંતિ થઈ નહોતી. બે મુગલો, એક ખોરાસાની અને બીજો મુલતાની, તેની પછવાડે દોડતા હતા. પ્રતાપનો તેજસ્વી ઘોડો ચેતક છલંગ મારીને એક પહાડી વહેળો પાર થઇને ગયો; મુગલોને તે નાળું પાર થતાં વાર લાગી. પરંતુ ચેતક પણ જખમી હતો, તેમ પ્રતાપ પણ જખમી હતો. પછવાડેના બે મુગલો પાસે આવે છે, તેઓના ઘોડાનાં પગલાં પર્વતના પથરામાં શબ્દિત થતાં હતાં, તે પ્રતાપે સાંભળ્યાં. આ વખતે બચવાનો ઉપાય નથી, પણ વીરની પેઠે મરવાની તેણે પ્રતિજ્ઞા લીધી.

એકદમ પછવાડેથી શબ્દ સંભળાયો. " હે કાળા ઘોડાના સવાર "! પછવાડે જોયું, તો કેવળ એક ઘોડેસવારને દીઠો. તે ઘોડેસવાર તેનો મોટો ભાઇ તથા સગો ભાઇ શુક્ત છે.

રોષથી પ્રતાપસિંહે કહ્યું, " સંગ્રામસિંહનો પૌત્ર થઇને મુગલનો દાસ થયો છે, તેથી પણ જોઇએ તેટલું કલંક લાગ્યું નથી, કે હમણાં ભાઇનો વધ કરવા પછવાડે દોડે છે ? કુળકલંક ! પ્રતાપસિંહ આજે સંગ્રામસિંહનો વંશ નિષ્કલંક કરશે." શુક્ત પ્રતાપના કહેવાથી ભયભીત થયો નહિ, ગુસ્સે થયો નહિ, ધીરેધીરે પ્રતાપની પાસે આવીને બોલ્યો, " ભાઇ, આટલા દહાડા હું આપનો પ્રાણ લેવાને ઉત્સુક થયો હતો; આજે તે ભાવ જતો રહ્યો છે. ભાઇનો દોષ માફ કરો, કુળકલંકને પવિત્ર કુળમાં આશ્રય આપો; આજે તે કુળની અવમાનના કરીશ નહિ. રાજન્ ! આપ મોટા છો, આપ ક્ષમા નહિ કરો, તો બીજો કોણ માફ કરશે ? "

પ્રતાપસિંહે જોયું, શુક્તની આંખમાં આંસુ છે. ઘણા દહાડાનો વૈરનો ભાવ દૂર થયો, ભ્રાતૃસ્નેહથી બેઉનાં હૃદય ઉછળ્યાં; બેઉએ એક-મેકને સ્નેહથી આલિંગન કર્યાં.

પ્રતાપનું મહત્વ, પ્રતાપનું વીરત્વ જોઇને આજે શુક્તનો વૈરભાવ ગયો છે, ઘણા વર્ષનો ભ્રાતૃવિરોધ તિરોહિત થયો છે, ભાઇની પાસેથી ભાઇ માફી માગે છે, સ્નેહની યાચના કરે છે. પ્રતાપ શું તે સ્નેહના દાનથી દૂર રહેશે ? પ્રતાપ આગલા અપરાધ વીસરી ગયો; આંસુ ભરેલી આંખથી હૃદયના ભાઇને હૃદયમાં ધારણ કર્યો.

પેલા બે મુગલો પ્રતાપની પછવાડે દોડતા આવતા હતા, તેઓ ક્યાં છે ? શુક્તે છેટેથી તેઓને જોયા હતા. ભાઇનો જીવ જવાની સંભાવના જોઇ. નહિ ચૂકે એવા ભાલાથી તેણે મુગલોના પ્રાણ નાશ કર્યા; પછી ભાઈની પાસે ભાઇના સ્નેહની યાચના કરી હતી.

સાંજની છાયા તે નિર્જન તળેટીમાં અવતીર્ણ થવા માંડી, પહાડના ઉપર ચડવા લાગી, જગતને વ્યાપ્ત કરવા લાગી; તે નિર્લજ્જ નિઃશબ્દ તળેટીમાં બે ભાઇઓ ઘણા દિવસનો ચોરાએલો ભ્રાતૃસ્નેહ પામ્યા, ઘણા દિવસનું ગુમાવેલું ધન મેળવ્યું. સ્નેહ હૃદયમાં લીન થાય છે; એકી વારે સુકાતો નથી. તે લીન સ્નેહધારા આજે બે વીર હૃદયને પ્લાવિત કરવા લાગ્યું.

ઘણી વારે પ્રતાપસિંહે કહ્યું, " ભાઇ શુક્ત ! આજે પ્રતાપનો પરાજયનો દહાડો નથી, આજે વિજયનો દિવસ છે, આજે ચોરાએલું ધન પાછું મેળવ્યું. લઢાઇમાં પરાજય પામ્યો છું એ તેની આગળ કેવું હલકું છે ? આગલો વિદ્વેષ નિરંતરને માટે વીસરી જઇએ; આપણો સર્વદા આવો સ્નેહ રહે. તેમ થવાથી બે ભાઇઓ સ્વદેશની રક્ષા કરવા પામીશું, હવે હું માનસિંહનો ભય કરતો નથી; દિલ્હીના બાદશાહનો ભય કરતો નથી.

નારાયણ હેમચન્દ્ર.

# સંસારસાગર.

વળી આ સંસાર એક મોટો વિકટ સાગર છે. તેમાં કરોડો વહાણો હંકારાય છે. તે વહાણોમાં તેના ધણી પોતાની સાથે સંબંધ રાખનાર માણસો લઈ બેસે છે. એ દરીઆમાં અગણિત નાના મોટા ખડકો પાણીમાં ઢંકાએલા છે. તે ઉપર કેટલાંએક વહાણો ગર્ભપુરી બંદરમાંથી નીકળતાંજ અથડાઇને ભાંગી જાય છે, અને તેમાં બેઠેલા તમામ માણસો ગરક થઇ જાય છે. બીજાં કેટલાંએક થોડે આગળ ચાલ્યા પછી ડુબે છે. એ પ્રમાણે એક પછી એક વહાણ એ ખડકોને લીધે ભાગતાં માલમ પડે છે, અને બીજાં નવાં ગર્ભપુરી બંદરની ગોદીમાંથી દરીઆમાં બહાર પડે છે. જ્યાં સુધી વહાણો મુક્તિપુરી બંદરે પહોંચે ત્યાં સુધી આખે રસ્તે સાગરનાં મોટાં ઉછળતાં તોફાની મોજાંથી તેઓ ઉંચાં નીચાં થાય છે, અને હમણાં ડુબશે હમણાં ડુબશે એવી તેમાં બેસનારાઓને દેહશત રહે છે. દરીઆમાં ડુબેલા ખડકો સિવાય બીજા અગણિત ઉંચા આવેલા પત્થરના સીધી બાજુવાળા બેટો છે. તે ઉપર લિલોતરી તથા રળિઆમણા પર્વતો હોવાને લીધે ઘણા સુંદર દેખાય છે. વળી તે ઉપર દેખીતી ખૂબસુરત દુર્ગુણ નામની રાક્ષસીઓ મધુર રાગથી ગાયન કરે છે. કટાક્ષ બાણુથી વહાણમાં બેસનારાઓને ત્યાં આવવાને ઇશારત કરે છે. વહાણધણીની સાથે જેઓ બેઠેલા હોય છે, તેઓમાંથી કેટલાએક તેના ખરા મિત્ર હોય છે; કેટલાએક તો તે દુષ્ટ રાક્ષસીઓના સગા તથા મદદગાર હોય છે, અને તેઓ વહાણધણીને તે બેટોમાં જવાને નિરંતર સમજાવ્યા કરે છે. જ્યાં સુધી વહાણનું સુકાન વિવેકની પાસે હોય છે, ત્યાં સુધી સામે પવને પણ સદ્ગુણની સાંકડી નાળમાંજ તે વહાણ ચલાવે છે; પણ તે રસ્તામાં તે વહાણધણીને મઝા પડતી નથી. તેવામાં વહાણમાં બેસનારા, તો પણ તેના શત્રુઓ તેના હંમેશાં કાન

ભર્યા કરે છે, અને વિવેક જે રસ્તે વહાણુ લઈ જાય છે તે રસ્તામાં કાંઇ જોવા જેવું નથી, તથા જ્યારે આ સાગરમાં આવ્યા ત્યારે ત્યાંની સઘળી મોજ ચાખીએ નહિ તો ફેરો મિથ્યા, એવી શિખામણ આપી વિવેક પાસેથી સુકાન છીનવી લેવડાવીને અવિચારને સુકાનીનું કામ સોંપાવે છે. પછી કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર રૂપી સઢો ચઢાવવામાં આવે છે, અને તૃષ્ણારૂપી પુંઠનો પવન જોરથી ફૂંકતાં વારજ વહાણુ સદ્ગુણુની નાળમાંથી ઘસડાઇને બહોળા દરીઆમાં પડે છે. પછી જે રસીલો બેટ પાસે હોય છે તે તરફ વહાણુ હંકારાય છે. આ વખતે નાળમાંના વહાણુવાળાઓ બહાર પડેલા વહાણુવાળાઓને મોટેથી પોકાર કરીને બેટ પાસે જવાની ખરાબી સમજાવે છે, તથા જે વહાણુવાળા તે બેટની પાસે લગભગ ગયા હોય એવા, તથા જેનાં વહાણો બેટના પત્થરની સીધી બાજુઓ ઉપર અથડાઇને કડકે કડકા થઇ ગયાં હોય તે તેઓને દેખાડે છે, તોપણુ મૂર્ખ વહાણુવટી તેઓની વાત લગાર પણુ કાને ધરતો નથી. દુર્ગુણુ નામની રાક્ષસીઓની મદદગાર તથા જાસુસો તેને સમજાવે છે કે જેઓ ભર દરીઆમાં પડયા નથી તેઓ તેની ખુબી જાણી શકતા નથી, તથા જેઓનાં વહાણુ અથડાયાં છે, તેઓના સુકાની સારા નહિ હોય, અથવા તેઓએ બેટ ઉપર જવાનો ખોટો રસ્તો પકડયો હશે. આપણુને એમ થશે નહિ, અને એમ કરતાં જો વહાણુને જોખમ લાગે એવો જરા પણુ સંભવ લાગશે, તો તરત સઢ વિંટાળી લઇ વહાણુ પાછું નાળમાં ઘાલી દઈશું; પણુ નુકસાન લાગશે એવી નકામી બીકથી એક સાંકડી નાળમાં ચાલ્યાં કરવું, અને આ સાગરમાંના અગણિત બેટોમાં શું શું છે તે શોધ્યા વિના રહેવું, તેમાં વહાણુ ચલાવવાની ખુબી શી ? એવી સલાહ માન્ય કરી વહાણુ આગળ બેટ તરફ ચલાવે છે, અને રસ્તામાં ડુબતાં બીજાં વહાણો જુએ છે, તથા તે બેટની પાસે લાખો વહાણો ભાગતાં તેની નજરે પડે છે, તોપણુ તે બેધડક આગળ ચલાવ્યો જાય છે, એટલે સુધી કે તે વહાણુ પણુ બીજાઓની

પેઠે તળીએ બેસે છે. તે વખતે રડે, શોક કરે, કે પસ્તાય તે શા કામનું ? જોતજોતામાં વહાણુ નીચે બેસતું જાય છે, પણુ કોઇ તેને લેખવતું નથી, અથવા બચાવવાનો વખત વીતી જવાથી નાવમાંના ઘણુાએક વહાણુવાળાઓ તેઓની તરફ દોરડાં ફેંકી તથા નાના મછવા મુકાવીને તેઓને ઉતારવાને જે મહેનત કરે તે સઘળી નિષ્ફળ જાય છે. ધન્ય છે એવા મદદ કરનારા વહાણુવાળાઓને કે આટલી બધી લાલચ તુચ્છ ગણીને, આટલું બધું જોખમ વેઠીને, બલ્કે ડૂબતા તથા ડૂબવાની તૈયારી ઉપર આવેલા વહાણુવાળાઓની ગાળ ખાઇને તથા તેઓની તરફથી અપમાન સહીને તેઓને મુક્તિપુરીના સાચા રસ્તા ઉપર લઇ આવવાને તેઓ આટલો બધો શ્રમ કરે છે. એ પરોપકારી પરમાર્થી વહાણુવાળાઓની મહેનત કાંઇ હંમેશાં અફળ થતી નથી. અગર જો ઘણાં વહાણો તેઓની તરફથી સહાયતા આવ્યા પહેલાં અથવા આવ્યા છતાં પણ ભાગે છે, તોપણુ થોડાં· એકને તો તેઓ બચાવી શકે છે, અને તેઓને પાછાં નાળામાં ઘાલી દે છે. નાળ બહાર લાલચના ટાપુઓ એટલા તો અસંખ્ય છે, અને તેઓના ઉપર એટલી તો મોહ પમાડનાર સ્ત્રીઓ બેઠી બેઠી મધુર સ્વરે સઘળાને બોલાવે છે, કે જેઓ તુતક ઉપર બેઠેલા હોય છે તેઓને ત્યાં જવાનું મન થાય છે, પણુ વિવેક સુકાનીનું પ્રબળ તૂટેલું નહિ તેથી પાછા નાળમાં ઘસડાઇ આવે છે. એ પ્રમાણે નાળામાંનાં વહાણુ ઝોલાં ખાય છે, અને વખતે વખતે થોડી વાર નાળ બહાર જઇ આવી પાછાં રસ્તે પડે છે. એ પ્રમાણે નાળમાં છતાં પણુ તુતક ઉપર બેસનારાઓને જોખમ છે, અને નાળમાંથી જરા પણુ ખસ્યા તો મુક્તિપુરીના બંદરમાં પેસવાનો ત્યાંના કુરજાના દારોગા તરફથી પરવાનો મળશે નહિ, એવી ધાકથી કેટલાએક તો તુતક છોડી ભંડારમાં જઇ ભરાઈ રહે છે, અને આગળ વહાણુ લંગરવાનું થાય ત્યાં સુધી પોતાનું મ્હોડું બહાર બતાવતા નથી. કેટલાએક તુતક ઉપર રહે છે. તેઓ વહાણુને નાળ બહાર ઘસડાતું અટકાવવાને હંમેશાં તેને

નબળું પાડ્યા કરે છે, એટલે તે મેદાનમાં પડી શકતું નથી. એ પ્રમાણેનો સંસાર છે. તેમાંની હજારો લાલચોના ફાંદામાં ન પડવાને માટે તથા તે લાલચ તરફ મન ન દોડે તેટલા માટે ઘણા માણસો દેહને કષ્ટ આપે છે. દેહને કષ્ટ થાય તો મન પણ કષ્ટ પામે છે, અને તેમ થવાથી મોહજાળમાં ફસાઈ પડતાં તેનો કદાચ અટકાવ થાય છે.

નંદશંકર તુળજાશંકર.



# અઘરા શબ્દોનો કોષ.

અ.

અગાધ=ઉંડું.
અજાચકવ્રત=કોઈ પાસે નહિ માગવાનું વ્રત.
અડવાણે=ખુલ્લે પગે.
અર્ણવ=સમુદ્ર.
અધીશ=રાજા.
અનમી=કોઇને ન ગમે તેવો.
અનુતપ્ત=બળેલું.
અનુપ=ઉપમા ન આપી શકાય તેવું.
અનુરાગ=પ્રેમ.
અનૃત=અસત્ય.
અભક્ષ=ખાવા માટે અયોગ્ય.
અમલતા=શુદ્ધિ, અસરકારીપણું.
અમુલખ=અમૂલ્ય.
અયુત=દસ હજાર.
અરિ=દુશ્મન.
અલખત=દોલત, સમૃદ્ધિ.
અવધિ=અંત.
અવનિ=પૃથ્વી.
અશન=ખાવું તે.
અસિ=તરવાર.
અસ્મિતા=અભિમાન, અસ્તિત્વ છે તેવું ભાન.

આ.

આર્ત=દુઃખી.
આલિંગન=ભેટવું તે.
આવલી=વેલ.

ઉ.

ઉખળો=ખાંડણીઓ.
ઉદ્વેગ=ચિંતા.
ઉત્સુક=ઈંતિજાર.
ઉલુક=ઘુવડ.
ઉર્વિ=પૃથ્વી.

ઋ.

ઋણ=દેવું.

ઓ.

ઓખણ્યા=છડયા.
ઓડું=ખેંચી લાવું.

ક.

કંકણ=ચુડી.
કણ=અનાજ.
કંટક=કાટો.
કંથ=પતિ.
કથીર=કલાઇ અને સીસાની મેળવણીથી બનેલી ધાતુ; કિંમત વગરની ચીજ.

કંદર્પ=કામદેવ
કમળા=લક્ષ્મી.
કર=હાથ.
કરાળ=ભયંકર.
કર્ષણ=ખેડવું તે.
કાંગ=એક જાતનું ચોખા જેવું ધાન્ય.
કામિની=સ્ત્રી.
કુંકુમ=કંકુ.
કૃપણ=કંજુસ.
કેસર=યાળ.
કેસરી=સિંહ.
કૌમુદી=ચંદ્રનું અજવાળું, ચાંદની

ખ.

ખેહ=મોટી.

ગ.

ગાત્ર=અવયવ.
ગિરિનગર=જુનાગઢ.
ગિર્વાણવાણી=સંસ્કૃત ભાષા.
ગુંજા=ચણોઠી.
ગુંજાશ=જોર.
ગોદ=ખોળો.
ગોષ્ટિ=છાની વાતચીત.
ગૌરવ=મોટાઇ.

ચ.

ચંધે=વીંધે.
ચપળા=વીજળી.
ચરણ=પગ.
ચોખાની=ક્ષ્પડું.

છ.

છોવાય=અભડાય.

જ.

જનની=જન્મ આપનાર, માતા.
જહાજ=વહાણ.
જાહ્નવી=ગંગા.
જૂજવા=જુદા.
જ્યોતિ=તેજ.

ત.

તનયા=પુત્રી.
તરંગ=મોજું.
તાંદુલ=ચોખા.
તૃણ=ઘાસ.
ત્રિપુટી=ત્રણનો સંયોગ.

દ.

દારા=પત્ની.
દાંભિકતા=ઢોંગ.
દીક્ષિત=યજ્ઞ અથવા ધર્મક્રિયા કરવા માટે દીક્ષા લેનાર.
દ્વિજ=બ્રાહ્મણ.

ધ.

ધર્માગાર=મંદિર.
ધૂર્ત=ઠગ.

ન.

નિરાહાર=ખાધા વગર.
નિર્મુખ=કાંઇ મેળવ્યા સિવાય.

નુંધીઓ=બાંધેલો.
નેહ=પ્રેમ.

પ.

પખાળી=ધોઇ.
પરઠવ=ગોઠવ.
પરાભવ=હાર.
પરિચિત=ઓળખીતું.
પરિમલ=સુગંધ.
પર્ણકુટી=ઝુંપડી.
પાદર=ગામની હદની બહારની જગા.
પાંગરી=ખીલી.
પાર્થ=અર્જુન.
પાશ=બંધ.
પાવક=અગ્નિ.
પુઞ્જ=ઢગલો.
પ્રકૃતિ=સ્વભાવ, કુદરત.
પ્રજાળવું=બાળવું.
પ્રણાલિકા=નીક, રીત.
પ્રમાણ=સાબિતી.
પ્રવેશ=દાખલ થવું તે.
પ્રાશન=ખાવું તે.
પ્રીછવું=ઓળખવું.
પ્રેમદા=સ્ત્રી.

બ.

બાહુ=હાથ.
બૃહદ્=મોટું.

ભ.

ભાંજ=તમાકુ.
ભામિની=સ્ત્રી.
ભારતી=સરસ્વતી.
ભાવઠ=ભીડ.
ભાવિ=નસીબ.
ભીષણ=ભયંકર.
ભીરૂ=બીકણ, બાયલો.

મ.

મઘવ=ઇન્દ્ર.
મદ=અભિમાન.
મધુ=મધ, મિઠાશ.
મરજીવા=મરીને જીવનારા, પોતાને દેહ આપીને અમર થનારા
મરુત=વાયુ.
મરુતસુત=વાયુપુત્ર, હનુમાન.
મા'નુભાવ=મહાનુભાવ, મહાપુરુષ.
મામ=મોટાઇ.
મુખબાર=દરવાજો.
મેદિની=પૃથ્વી.
મૈયત=મોત.

ય.

યાચવું=માગવું.

### ર.

રતિ=પ્રેમ.
રાઢ=બૂમ.
રાષ્ટ્ર=દેશ.
રિપુ=દુશ્મન.
રેવંત=ઘોડો.

### લ.

લીરા=ચીંથરાં.
લોચન=આંખ.

### વ.

વણુસે=બગડે.
વત્સ=બાળક.
વનિતા=સ્ત્રી.
વરવો=સારો.
વાન=શરીર.
વામં=ડાબું.
વિક્રય=વેચાણ.
વિત્ત=પૈસો.
વિધિ=નસીબ, બ્રહ્મા.
વિપદ્=દુ:ખ.
વિપ્ર=બ્રાહ્મણ.
વિલીન=ગરકાવ થએલું.
વિશ્વકર્મા=દેવોનાં મકાન બાંધનાર.
વિશ્વવંદ્ય=વિશ્વથી પૂજાવા લાયક.
વિહીન=વગરતું.
વીખ=ઝેર.
વીર્ય=બહાદુરી.
વ્યગ્ર=ઉશ્કેરાએલું.

### શ.

શણુગટ=સોડીઉ વાળવું.
શબ=મડદું.
શર્વરી=રાત.
શ્રીનગર=અમદાવાદ.

### સ.

સંકર્ષણ=બળરામ.
સજ્જ=તૈયાર.
સત્કાર=આવકાર.
સદોદિત=(સદા+ઉદિત) જેનો સદા ઉદય થએલો છે તેવો.
સન્માર્જિની=સાવરણી.
સંહાર=મારી નાખવું તે.
સમરાંગણ=લઢાઇનું મેદાન.
સહાવા=પકડવા.
સાજ=શણુગાર.
સામર્થ્ય=જોર.
સા'ય=પકડે.
સિતમ=જુલમ.
સિન્ધુ=દરીઓ.
સુત=પુત્ર.

સુધા=અમૃત.
સુલોચના=સારી આંખવાળી સ્ત્રી.
સુસજ્જ=સારી રીતે તૈયાર થએલો.
સૂમ=કંજુસ.
સોંધો=સુગંધવાળો એક પદાર્થ.
સોહન્ત=શોભે.
સ્ત્રિજિત=સ્ત્રીથી જિતાએલો.
સ્થૂલ=જડ.

હ.

હય=ઘોડો.
હરનિશ=(અહર્નિશ) દહાડો અને રાત.
હળધર=બળરામ.
હેમ=સોનું.

ક્ષ.

ક્ષુધા=ભૂખ.

---

## આ આવૃત્તિ વિષે બે બોલ.

આ પુસ્તક તારીખ ૧૨-૮-૨૪ ને રોજ પ્રગટ થયા પછી બીજેજ વર્ષે તેની દ્વિતીય આવૃત્તિ છપાવવાની જરૂર પડી હતી. વિશેષમાં બેએક વર્ષના ગાળા પછી તેની તૃતીય આવૃત્તિ પ્રગટ કરવાની આવસ્યકતા થઇ આવી છે, એ હર્ષની વાત છે.

તૃતીય આવૃત્તિમાં ગદ્યપદ્યના તમામ લેખો મૂળનાજ છે, એટલે તે વિષે કંઇ વિશેષ દર્શાવવાનું રહેતું નથી; પરંતુ ભાષાશુદ્ધિ, વાક્યરચના, અને વિરામચિન્હો ઉપર અત્યંત કાળજીપૂર્વક ધ્યાન આપવામાં આવ્યું છે. આથી સાહિત્યરસિક વાચકવર્ગને તેમજ અભ્યાસકોને અતિ રુચિકર થઇ પડશે એ નિઃસંદેહ છે.

ભવિષ્યમાં આ પુસ્તકનો ઉપયોગ વધારે ને વધારે થતો જતાં પ્રયોજકના પરિશ્રમની સફળતામાં વૃદ્ધિ થશે, અને એટલેથી માતૃભાષાના ભંડારનો પ્રચાર થતાં પ્રયોજક સંતોષ પામશે. અસ્તુ !

યોગિની એકાદશી, જ્યેષ્ઠ, સં. ૧૯૮૩.
પ્રીતમનગર, અમદાવાદ.
} પ્રીતમરાય વ્રજરાય દેસાઇ.

[માતૃભાષામાં નવી ઢબથી તૈયાર કરેલાં ઇતિહાસનાં પુસ્તકો.]

## શાળોપયોગી

# ઇંગ્લેન્ડનો ઇતિહાસ.

( ઇંગ્રેજી ધોરણ ૬–૭ માટે )

પહેલી આવૃત્તિ: ૧૯૨૬ ] [ બીજી આવૃત્તિ: ૧૯૨૭

( ત્રીજી આવૃત્તિ: ૧૯૨૯ )

પૃષ્ઠ સંખ્યા ૫૪૪ ] [ કિંમત રૂ. ૨–૦–૦

# ઇંગ્લેન્ડના ઇતિહાસનું

## પ્રથમ દર્શન.

( ઇંગ્રેજી ધોરણ ૪–૫ માટે. )

પહેલી આવૃત્તિ: ૧૯૨૯

પૃષ્ઠ સંખ્યા ૨૨૮ ] [ કિંમત રૂ. ૧–૦–૦

બંને પુસ્તકોના લેખક:

**મહાશંકર પોપટભાઈ આચાર્ય.**

બીએ; બી.ટી. (ઑનર્સ)

**ધી ગુજરાત ઓરિયેન્ટલ બૂકડીપો,**

રીચીરોડ, **અમદાવાદ.**